ઇલ્મનો ફેલાવવું છે

“જે જાણતો [illegible] ઇલ્મ છુપાવશે તેને [illegible] [illegible] છે”

# બેહેશ્તી ઝેવર

અથવા

## સ્વર્ગનું ઘરેણું

ભાગ ૨ જો

---

છપાવી પ્રસિદ્ધ કર્તા

અબદુર રહીમ બીં૦ મરહુમ મૌલાના ગુલામ મોહમ્મદ સાદેક
મેનેજર કુતુબખાના સાદેકીયહ મુ૦ રાંદેર જી. સુરત

---

જીલ્દ ૪ અને ૫ ની હીકાયતો
બીજી આવૃત્તિ ૧૦૦૦

---



સુરત પપાગીઆ મહોલ્લામાં આવેલા ‘સમાચાર’ પ્રીન્ટીંગ પ્રેસમાં
મગનલાલ રતનજી વિદ્યાર્થીએ છાપ્યું

કીં૦ ૭ આના

## ઘણો મેહેરબાન રહમ કર્ત્તા અલ્લાહના નામથી.

તમામ વખાણ અલ્લાહને માટેજ છે, અને આખેરતની સઘળી ખુબીઓ પરહેજગારોને માટે છે અને દુરૂદ અને સલામ હજરત મોહમ્મદ મુંસતફા માટે તથા તેમની આલ સહાબા તથા સર્વે મુસલમાનો માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેઝ સાદિક કહે છે કે અલ્લાહ-તઆલાએ પોતાના કરમ અને ફજલથી બેહેશતી ઝેવરનો ભાગ બીજો મુજ અદનાના હાથે લખાવી પ્રગટ કરાવ્યો એ તેનું એહસનાજ છે. ખુદા કરેને ભાગ ત્રીજો ચોથો પાંચમો છઠ્ઠો સાતમો અને આઠમો જેવી રીતે પ્રગટ થઇ ઉપયોગી થયા તેમ આ પણ ઉપયોગી થાય.

નમાઝ જે દીનનો થાંભલો છે ઇસ્લામનું બીજો રૂકુન છે અને બન્દામાં અને કુફ્રમાં જે ફેર કરનાર છે અને ઇમાનવાળાઓ માટે મેરાજ છે એના મસઅલા ઘણી ખુબીની સાથે સેહેલાઇથી સમજમાં આવે તેમ વર્ણવવામાં આવ્યા છે. એના વાંચનારને નમાઝ માટે બીજી કીતાબો વાંચવાની અને જરૂરી મસઅલા દરીયાફ્ત કરવાની જરૂરત રહેતી નથી. નમાઝમાં પુરૂષો વિશેષ કરી સ્ત્રીઓ ઘણી સુસ્તી કરનાર છે તેનું એક કારણ નમાઝના મસઅલાથી અંજાણ હોવું છે અને કેટલાકો પઢે છે તો મસઅલાના નહીં જાણવાથી ઘણી વખત પઢેલી અને નહીં પઢેલી સરખી થઇ જાય છે. ખુદા કરેને આ કીતાબ ઉપરથી એક પણ માણસ નમાઝ જેવી ઇબાદતને શીખી જશે તો મારી નજાતનું મોટું કારણ થશે, એમ હું માનું છું ખુદા કરેને એમજ થાય અને એવાં કામ મારેથી થતાં રહે આમીન.



# સાંકળિયું.

# બેહેશ્તી ઝેવર ભાગ ૨




## ઘણો મહેરબાન રહમકર્તા અલ્લાહના નામથી

---

### હેજ અને ઇસ્તિહાજહનું વર્ણન.

૧ **મસઅલો**—દર મહિને આગલા માર્ગથી જે ધારા સર રક્ત વહે છે તેને હેજ કહે છે.

૨ **મસઅલો**—ઓછામાં ઓછી હેજની મુદત ત્રણ દિવસ ત્રણ રાત છે, અને વધુમાં વધુ દસ દિવસ દસ રાત. તો જો કોઇને ત્રણ દિવસ રાતથી ઓછું ખૂન વહ્યું તો તે હેજ નથી પણ ઇસ્તિહાજહ છે, કે બીમારી વગેરે કોઇ કારણથી એવું થયું છે. અને જો દસ દિવસ રાતથી વધુ ખૂન આવ્યું તો જેટલા દિવસ દસથી વધારે છે તે પણ ઇસ્તિહાજહ છે.

૩ **મસઅલો**—જો ત્રણ દિવસ તો થયા પણ ત્રણ રાત નહીં થઇ. દાખલા તરીકે જુમઆની સવારના ખૂન આવ્યું અને ઇતવારની સાંજની વખતે મગરેબ પછી બંધ થયું તો પણ હેજ નથી પણ ઇસ્તિહાજહ છે. જો ત્રણ દિવસ રાતથી જરાએ ઓછું હોય તો પણ હેજ નથી. જેમકે જુમઆના સૂર્યના નીકળવાની વેળા ખૂન દેખાયું અને પીર (સોમવાર)ના સૂર્ય નીકળવાથી જરા આગળ બંધ થયું તો તે હેજ નથી પણ ઇસ્તિહાજહ છે.

૪ **મસઅલો**—હેજની મુદતમાં જ્યાં સુધી ગાદી તદન ઉજળી દેખાય નહીં ત્યાં સુધી લાલ, પીળો, લીલો માટીનો (ખાકી), કાળો જે રંગ દેખાય તે સઘળા હેજ છે, પણ જ્યારે ગાદી બીલકુલ સફેદ રહે જેવી મુકી તેવીજ રહી તો હવે હેજથી પાક થઇ.

૫ **મસઅલો**—નવ વર્ષથી પહેલાં અને પંચાવન વર્ષ પછી હેજ કોઇને આવતું નથી. એજ માટે નવ વર્ષની નાની છોકરીને જે ખૂન દેખાય તે હેજ નથી પણ ઇસ્તિહાજહ છે. અને જો પંચાવન વર્ષ પછી કંઇ નીકળે તો જો ખૂન ઘણુંજ લાલ અથવા કાળું હોય તો તે હેજ છે. પણ જો પીળું, લીલું, અથવા માટીનો રંગ હોય તો હેજ નથી. પણ ઇસ્તિહાજહ છે. હા, જો તે સ્ત્રીને આ ઉમરથી આગળ પણ પીળો, લીલો અને માટીનો રંગ આવતો હતો. તો પંચાવન વર્ષ પછી પણ આ રંગ હેજમાં ગણાશે. અને આદતથી વિરૂદ્ધ એવું થયું હોય તો હેજ નથી પણ ઇસ્તિહાજહ છે.

૬ **મસઅલો**—કોઇને હમેશ ત્રણ કે ચાર દિવસ ખૂન આવતું હતું ફરી કોઇ મહિનામાં વધી પડયું પણ દસ દિવસથી વધુ આવ્યું નહીં તો તે સઘળું હેજ છે. પણ જો દશ દિવસથી પણ વધી ગયું તો જેટલા દહાડા પ્રથમથી આદતના છે તેટલા હેજ છે, બાકીના સઘળા ઇસ્તિહાજહ છે. એની મિસાલ આ છે કે, કોઇને હમેશ ત્રણ દિવસ હેજ આવવાની આદત હતી પણ કોઇ મહિનામાં નવ કે દશ દિવસ રાત ખૂન આવ્યું તો આ સઘળું હેજ છે. પણ જો દશ દિવસ રાતથી જરાએ વધુ ખૂન આવ્યું તો તે ત્રણ દિવસજ હેજના અને બાકીના સઘળા દિવસો ઇસ્તિહાજહના છે. આ દિવસોની નમાઝ કજા પઢવી વાજેબ છે.

૭ **મસઅલો**—એક સ્ત્રી છે જેની કોઇ આદત ઠરેલી નહોતી. કદી ચાર દિવસ ખૂન આવે છે કદી સાત દિવસ, એવીજ રીતે બદલાયા કરે છે. કદી દસ દિવસ પણ આવે છે તો આ સઘળું હેજ છે. એવી સ્ત્રીને જો કદી દસ દિવસથી વધુ પણ ખૂન આવે તો જોવું જોઇએ કે આથી આગલા મહિનામાં કેટલા દિવસ હેજ આવ્યું હતું. બસ તેટલાજ દિવસ હેજના અને બાકીના સઘળા ઇસ્તિહાજહ છે.

૮ **મસઅલો**—કોઇને હમેશ ચાર દિવસ હેજ આવતું હતું ફરી એક મહિનામાં પાંચ દિવસ ખૂન આવ્યું તે પછી બીજા મહિનામાં પંદર દિવસ ખૂન આવ્યું તો આ પંદર દિવસમાંથી પાંચ દિવસ હેજના છે. અને દસ દિવસ ઇસ્તિહાજહના છે. પ્રથમની ચાર દિવસની આદતની ગણત્રી કરીશું નહી, અને એમ સમજીશું કે આદત બદલાઇ ગઇ છે અને પાંચ દિવસની આદત થઈ છે.

૯ **મસઅલો**—કોઇને દસ દિવસથી વધુ ખૂન આવ્યુ અને તેણી પોતાની પહેલી આદત તદન ભૂલી ગઇ કે પ્રથમ મહિનામાં કેટલા દિવસ ખૂન આવ્યું હતું તો એના મસઅલા ઘણા બારીક છે. જેનું સમજવું કઠણ છે. અને એવો બનાવ પણ ઘણોજ ઓછો બને છે. માટે એનો કાયદો અમો બયાન કરતા નથી. જો કદી જરૂરત પડે તો કોઇ મોટા આલીમને પુછવું જોઇએ. અને કોઇ એવા તેવા સાધારણ મૌલવીને પૂછે નહીં

૧૦ **મસઅલો**—કોઇ છોકરીએ પહેલીજવાર ખૂન જોયું તો જો દસ દિવસ

અથવા એથી કાંઈ ઓછું હોય તો તે સઘળું હેજ છે. અને જો દસ દિવસથી વધુ આવે તો પૂરા દસ દિવસ હેજ છે અને જેટલા વધારે છે તે સર્વ ઇસ્તિહાજહ છે.

૧૧ **મસઅલો**—કોઇએ પહેલીવાર ખૂન જોયું અને તે બરાબર આવતુંજ રહ્યું કોઈ તરેહથી બંધ નહીં થયું. તો જે દિવસથી ખૂન જોયું તે દિવસથી લઇને દસ દિવસ રાત સુધી હેજ છે તે પછી વીસ દિવસ ઇસ્તિહાજહ છે. એવીજ રીતે બરાબર દસ દિવસ હેજ અને વીસ દિવસ ઇસ્તિહાજહ ગણવામાં આવશે.

૧૨ **મસઅલો**—બે હેજની વચ્ચે પાક રહેવાની મુદત ઓછામાં ઓછી પંદર દિવસ છે. અને વધારેની કોઈ હદ નથી. તો જો કાંઈ કારણથી કોઈનું હેજ આવતું બંધ પડયું તો જેટલા મહિના સુધી ખૂન નહીં આવશે તે પાક રહેશે.

૧૩ **મસઅલો**—જો કોઇને ત્રણ દિવસ રાત ખૂન આવ્યું ફરી પંદર દિવસ પાક રહી ફરી ત્રણ દિવસ રાત ખૂન આવ્યું તો ત્રણ દિવસ પ્રથમના અને આ જે પંદર દિવસ પછીના ત્રણ દિવસ છે તે હેજ છે. અને વચના પંદર દિવસ પાકીનો વખત છે.

૧૪ **મસઅલો**—અને જો એક અથવા બે દિવસ ખૂન આવ્યું, ફરી પંદર દિવસ પાક રહી, ફરી એક અથવા બે દિવસ ખૂન આવ્યું તો વચના પંદર દિવસ તો પાકીનો વખત છેજ પણ આગળ પાછળના એક બે દિવસ જેમાં ખૂન દેખાયું તે પણ હેજ નથી ઇસ્તિહાજહ છે.

૧૫ **મસઅલો**—જો એક દિવસ અથવા કંઈ દિવસ ખૂન આવ્યું. ફરી પંદર દિવસથી ઓછા પાક રહી ફરી એક દિવસ કે કંઈ દિવસ ખૂન આવ્યું તો વચના જેટલા દિવસ પાક રહી છે તેની કશી ગણત્રી નથી, પણ એમ સમજીશું કે જાણે શરૂથી તે આખર બરાબર ખૂન જારી રહ્યું. તો જેટલા દિવસની હેજની આદત હોય તેટલા દિવસ હેજના છે અને બાકીના સઘળા ઇસ્તિહાજહ છે. એની મિસાલ આ છે કે, કોઇને હરએક મહિનાની પહેલી બીજી અને ત્રીજી તારીખે હેજ આવવાની આદત છે. ફરી કોઈ મહિનામાં આવું થયું કે, પેહેલી તારીખે ખૂન આવ્યું ફરી ચૌદ દિવસ પાક રહી, ફરી એક દિવસ ખૂન આવ્યું તો એમ સમજીશું કે સોળ દિવસ બરાબર ખૂન આવ્યું એમાંથી પ્રથમના ત્રણ દિવસ હેજના છે, અને તેર દિવસ ઇસ્તેહાજહના છે. અને જો ચોથી પાંચમી અને છઠી તારીખ હેજની આદત હતી તો આજ તારીખો હેજની છે અને ત્રણ દિવસ શરૂના અને દસ દિવસ પછીના ઇસ્તિહાજહ છે. અને જો તેણીની કંઈ આદત નહીં હોય, આ પહેલુંજ ખૂન આવ્યું હોય તો દસ દિવસ હેજના છે અને છ દિવસ ઇસ્તિહાજહના છે.

૧૬ **મસઅલો**—હમેલના વખતમાં જે ખૂન આવે તે પણ હેજ નથી. ગમે તેટલા દિવસ આવે તે ઇસ્તિહાજહનું છે.

૧૭ **મસઅલો**—જણુની વેળા બાળક નીકળવા પહેલાં જે ખૂન આવે તે પણ ઇસ્તિહાજહ છે. એટલુંજ નહીં પણ બાળક અર્ધાથી વધુ નહીં નીકળે ત્યાંસુધી જે ખૂન આવશે તેને ઇસ્તિહાજહજ કહીશું.

## હેજના અહકામનું વર્ણન.

૧ **મસઅલો**—હેજના દિવસોમાં નમાઝ પઢવી અને રોઝો રાખવો દુરૂસ્ત નથી. પણ આટલો ફેર છે કે નમાઝ તો તદન માફ થાય છે પવિત્ર થયા પછી પણ તેની કઝા વાજેબ નથી. પણ રોઝો માફ થતો નથી પવિત્ર થયા પછી કઝા રાખવો પડશે.

૨ **મસઅલો**—જો નમાઝ પઢતાં હેજ આવે તો તે નમાઝ પણ માફ થઈ ગઈ. પવિત્ર થયા પછી પણ તેની કઝા નહીં પઢે. પણ જો નફલ કે સુન્નતમાં હેજ આવ્યું તો તેની કઝા પઢવી પડશે. અને જો અડધો

રોઝો રાખ્યો ફરી હેજ આવ્યું તો તે રોઝો તુટી ગયો. જ્યારે પાક થાય ત્યારે કઝા કરે. જો નફલ રોઝામાં હેજ આવ્યું તો તેની પણ કઝા રાખે.

૩ **મસઅલો**—જો નમાઝના છેલ્લા વખતમાં હેજ આવ્યું અને હજુ નમાઝ પઢી નહોતી તો એ પણ માફ થઇ.

૪ **મસઅલો**—હેજના દિવસોમાં મરદ પાસે રહેવું એટલે સોહબત કરવી દુરૂસ્ત નથી અને સોહબત વગર સઘળી વાતો દુરૂસ્ત છે. એટલે સાથે ખાવું, પીવું, સુવું, વગેરે દુરૂસ્ત છે.

૫ **મસઅલો**—કોઈની આદત પાંચ કે નવ દિવસની હતી ફરી જેટલા દિવસની આદત હતી તેટલાજ દિવસ ખૂન આવ્યું ફરી બંધ થયું. તો જ્યાં સુધી નહાઇ નહીં ત્યાં સુધી સોહબત કરવી દુરૂસ્ત નથી. પણ જો ગુસલ નહીં કર્યું અને એક નમાઝનો વખત વીતી ગયો જેથી એક નમાઝની કઝા એને માથે વાજેબ થઇ તો સોહબત દુરૂસ્ત છે. એથી પ્રથમ દુરૂસ્ત નથી.

૬ **મસઅલો**—જો આદત પાંચ દિવસની હતી અને ખૂન ચારજ દિવસ આવીને બંધ થયું તો નહાઇને નમાઝ પઢવી. પણ જ્યાં સુધી પાંચ દિવસ પૂરા નહીં થાય સોહબત કરવી દુરૂસ્ત નથી કે કદાપી ફરી ખૂન આવે.

૭ **મસઅલો**—અને જો પૂરા દસ દિવસ રાત હેજ આવ્યું તો જ્યારથી ખૂન બંધ થયું ત્યારથી સોહબત કરવી દુરૂસ્ત છે નહાઇ હોય અથવા નહીં નહાઇ હોય.

૮ **મસઅલો**—જો એક બે દિવસ ખૂન આવીને બંધ થયું તો નહાવું વાજેબ નથી, વોઝુ કરીને નમાઝ પઢે. પણ હજુ સોહબત કરવી દુરૂસ્ત નથી. જો પંદર દિવસ ગુજરવા પહેલાં ખુન આવશે તો હવે જણાશે કે તે હેજનો વખત હતો. હિસાબથી જેટલા દિવસ હેજના હોય તેને હેજ સમજે અને હવે ગુસલ કરીને નમાઝ પઢે. પણ જો પૂરા પંદર દિવસ વચમાં ગુજરી ગયા અને ખૂન નહીં આવ્યું તો જણાયું કે તે (એક બે દિવસ ખૂન આવેલું) ઇસ્તિહાજહ હતું. તો એક કે બે દિવસ (પ્રથમ) ખૂન આવવાને લીધે જે નમાઝો નહીં પઢી હતી તેની હવે કઝા પઢવી જોઇએ.

૯ **મસઅલો**—ત્રણ દિવસ હેજ આવવાની આદત છે, પણ કોઇ મહિનામાં એવું થયું કે ત્રણ દિવસ તો પૂરા થયા પણ હજુ ખૂન બંધ થયું નહીં તો, હમણા ગુસલ કરે નહીં, નમાઝ પઢે નહી, જો પૂરા દસ દિવસ રાતમાં અથવા એથી ઓછામાં ખૂન બંધ થયું તો આ સઘળા દિવસોની નમાઝ માફ છે. કંઇ કઝા પઢવી પડશે નહીં. અને એમ કહીશું કે (ત્રણ દિવસ આદત હતી) હવે આદત બદલાઈ ગઈ. માટે આ સઘળા દિવસો હેજના થશે. પણ જો અગિયારમા દિવસે પણ ખૂન આવે તો હવે જણાયું કે હેજના માત્ર ત્રણજ દિવસ હતા. આ સઘળા ઇસ્તિહાજહ છે. ફરી અગિયારમે દીવસે નહાય અને સાત દિવસની નમાઝો કઝા પઢે અને હવે નમાઝો છોડે નહીં.

૧૦ **મસઅલો**—જો દસ દિવસથી ઓછું હેજ આવ્યું અને ખૂન એવા વખતમાં બંધ થયું કે નમાઝનો વખત ઘણોજ તંગ છે. ફુરતીથી નહાય તોએ નહાયા પછી જરા વખત બચશે જેમાં માત્ર એકવાર અલ્લાહો અકબર નઇયત કરીને કહી શકે છે એથી વધુ કંઈ પઢી શકતી નથી. તોએ તે વખતની નમાઝ વાજેબ થશે, અને કઝા પઢવી પડશે. પણ જો એથી ઓછો વખત હોય તો તે નમાઝ માફ છે. તેની કઝા પઢવી વાજેબ નથી.

૧૧ **મસઅલો**—અને જો પૂરા દસ દિવસ રાત હેજ આવ્યું અને એવા વખતમાં ખૂન બંધ થયું કે (નમાઝનો) જરા સરખોજ વખત રહ્યો છે જેમાં એકવાર અલ્લાહો અકબર કહી શકે છે એથી વધુ કંઈ કહી શકતી

નથી અને નહાવાનો પણ સમાસ થતો નથી, તો એ નમાઝ વાજેબ થાય છે તેની કઝા પઢવી જોઇએ.

૧૨ **મસઅલો**—જો રમઝાન શરીફમાં દિવસના પાક થઇ તો હવે પાક થયા પછી કંઈ ખાવું પીવું દુરૂસ્ત નથી. સાંજ સુધી રોઝદારોની જેમ રહેવું વાજેબ છે. પણ આ દિવસ રોઝાની ગણત્રીમાં આવશે નહીં. એટલુંજ નહીં પણ એની કઝા રાખવી પડશે.

૧૩ **મસઅલો**—અને જો રાતના પાક થઇ અને પૂરા દસ દિવસ રાત હેજ આવ્યું છે તો જો જરા સરખી રાત રહી હોય જેમાં એકવાર પણ અલ્લાહો અકબર કહી શકતી નથી તો એ સવારનો રોઝો વાજેબ છે. અને જો દસ દિવસથી ઓછું હેજ આવ્યું છે તો જો એટલી રાત રહી હોય કે, ફુરતીથી ગુસલ તો કરી શકે પણ ગુસલ પછી એકવાર પણ અલ્લાહો અકબર કહી શકતી નથી તોએ સવારનો રોઝો વાજેબ છે. જો એટલી રાત હતી છતાં ગુસલ કર્યું નથી તો તેથી રોઝો તોડે નહીં, પણ રોઝાની નૈયત કરે અને સવારના નહાય. અને જો એથી પણ ઓછી રાત હોય કે જેમાં ગુસલ કરી શકતી નથી તો સવારનો રોઝો જાએજ નથી. પણ દિવસના કંઇ ખાવું પીવું પણ દુરૂસ્ત નથી. એટલુંજ નહીં પણ સઘળા રોઝદારોની તરેહ રહે. ફરી તેની કઝા રાખે.

૧૪ **મસઅલો**—જ્યારે સૂરાખથી ખૂન બહારની ચામડીમાં નીકળી આવે ત્યારથી હેજ શરૂ થાય છે. ફરી તે ચામડીથી બહાર નીકળે અથવા નહીં નીકળે તેની કશી ગણત્રી નથી. હવે જો કોઇ સૂરાખના અંદર રૂ વીગેરે રાખે જેથી ખૂન બહાર નીકળી શકે નહીં તો જ્યાં સુધી સૂરાખના અંદરની અંદર ખૂન રહેશે અને બહારવાળા રૂ વગેરેમાં ખૂનનો ડાઘો નહીં. આવે ત્યાં સુધી હેજનો કાયદો લગાડીશું નહીં. જ્યારે ખૂનનો ડાઘો બહારવાળી ચામડીમાં આવશે અથવા રૂ વગેરે ખેંચી બહાર કાઢશે ત્યારથી હેજની ગણત્રી થશે.

૧૫ **મસઅલો**—પાક સ્ત્રીએ રાતના ગાદી રાખી હતી ફરી જ્યારે સવાર થઈ તો તે પર ખૂનનો ડાઘો જોયો તો જ્યારથી ડાઘો જોયો ત્યારથી હેજનો હુકમ લગાડીશું.

## ઇસ્તિહાજહના અહકામનું વર્ણન.

૧ **મસઅલો**—ઇસ્તિહાજહનો હુકમ એવો છે જેવો કોઇની નકસોરી ફુટે અને બંધ થાય નહીં. એવી સ્ત્રી નમાઝ પણ પઢે, રોઝો પણ રાખે, કઝા કરવી નહીં જોઇએ. અને સોહબત કરવી પણ દુરૂસ્ત છે.

૨ **મસઅલો**—જેને ઇસ્તિહાજહ થયો હોય અથવા નકસોરી ફુટી હોય કે કોઈ રીતે બંધ થતી નથી, અથવા કોઇ એવો જખમ છે કે બરાબર વેહતો હોય કોઇ ઘડી બંધ પડતો નહીં હોય, અથવા પેશાબની બીમારી છે કે દરેક વખત ટીપુ ટપકે છે એટલો વખત મળતો નથી કે પવિત્રતાઇથી નમાઝ પઢી શકે તો એવાઓને માઝૂર કહે છે. એનો હુકમ આ છે કે દરેક નમાઝની વખતે વોઝુ કર્યા કરે. જ્યાં સુધી તે વખત રહેશે ત્યાં સુધી તેનું વોઝુ રહેશે. હા, જે બીમારીમાં સપડાયેલી છે તે વગર જો કોઇ બીજી વાત એવી થાય જેથી વોઝુ તુટી જાય છે તો વોઝું જતું રહેશે અને ફરીથી કરવું પડશે. દાખલા તરીકે એક સ્ત્રીને ઇસ્તિહાજહ થયો અને તેણીએ જોહર વખત વોઝુ કર્યું તો જ્યાં સુધી જોહરનો વખત રહેશે ઇસ્તિહાજહના ખૂનના કારણથી તેનું વોઝુ તુટશે નહીં. હા, જો જાજરૂએ કે પેશાબે ગઈ અથવા સોઇ ખુંચીને ખૂન નીકળ્યું તો વોઝુ જતું રહ્યું. ફરી વોઝુ કરે. જ્યારે આ વખત જતો રહ્યો બીજી નમાઝનો વખત આવ્યો તો હવે બીજા વખતમાં બીજું વોઝુ કરવું જોઇએ. એવીજ રીતે

દરેક નમાઝની વખત વોઝુ કર્યા કરે. અને તે વોઝુથી ફરજ નફલ જે નમાઝ ચાહે પઢે.

૩ મસઅલો—જો ફજરની વખતે વોઝુ કર્યું તો સૂર્ય નીકળવા પછી તે વોઝુથી નમાઝ પઢી શકતી નથી. બીજું વોઝુ કરવું જોઈએ. અને જો સૂર્ય નીકળવા પછી વોઝુ કર્યું તો એ વોઝુથી જોહરની નમાઝ પઢવી દુરૂસ્ત છે. જોહર વખત નવું વોઝુ કરવાની કશી જરૂરત નથી. જ્યારે અસરનો વખત આવશે ત્યારે નવું વોઝુ કરવું પડશે. હા, જો કોઇ બીજા કારણથી વોઝુ તુટશે તો આ બીજી વાત છે.

૪ મસઅલો—કોઇને એવો જખમ હતો કે, દરેક વખત વહેછે તેણે વોઝુ કર્યું ફરી બીજો જખમ થયો અને વહ્યો તો વોઝુ તુટી ગયું ફરી કરે.

૫ મસઅલો—ઉજરવાળો માણસ કયારે થાય છે અને આ હુકમ કયારે લાગુ પડે છે કે પૂરો એક વખત એવીજ રીતે ગુજરે કે ખૂન બરાબર જારી રહે અને એટલો પણ વખત નહીં મળે કે તે વખતની નમાઝ તહારત (પાકી) થી પઢી શકે. જો એટલો વખત મળ્યો કે તેમાં તહારતથી નમાઝ પઢી શકે છે તો તેને ઉજરવાળો કહીશું નહીં. અને જે કાયદો હમણા વોઝુ નહીં તુટવાનો બયાન થયો એ તેને લાગુ પાડીશુ નહીં. બેશક જ્યારે પૂરો એક વખત એવી રીતે ગુજર્યો કે તેણીને પવિત્રતાઇથી નમાઝ પઢવાનો વખત મળ્યો નહીં તે ઉજરવાળી થઇ. હવે તેને માટે આ હુકમ છે કે દરેક વખત નવું વોઝુ કર્યા કરે. ફરી જ્યારે બીજો વખત આવે તો તેમાં દરેક વખત ખૂન વહેવાનું બંધન ( શરત ) નથી. એટલુંજ નહીં પણ આખા વખતમાં એક વાર પણ ખૂન આવી જશે અને સઘળો વખત બંધ રહેશે તો એ ઉજરવાળી રહેશે. હા, જો તે પછી પૂરો એક વખત એવા ગુજર્યો કે તેમાં ખૂન તદન આવ્યું નથી તો હવે ઉજરવાળી રહી નહીં. હવે એને માટે આ હુકમ છે કે જેટલીવાર ખૂન નીકળશે વોઝુ તુટી જશે, સારી રીતે સમજી લ્યો.

૬ મસઅલો—જોહરનો કંઇક વખત ગયા પછી જખમ વગેરેનું ખૂન વહેવાનું શરૂ થયું તો આખર વખત સુધી ઇન્તેજારી કરે. જો બંધ પડે તો ઠીક છે, નહીં તો વોઝુ કરીને નમાઝ પઢે. ફરી જો અસરના પૂરા વખતમાં એવીજ તરેહ વહયું કે નમાઝ પઢવાની તક મળી નહીં. તો હવે અસરનો વખત વીત્યા પછી ઉજરવાળી ગણવાનો હુકમ લગાવીશું. અને જો અસરના વખતની અંદરજ બંધ પડયું તો ઉજરવાળી ગણાય નહીં. જે નમાઝો એટલા વખતમાં પઢી છે. દુરૂસ્ત થઈ નહી, ફરીથી પઢો.

૭ મસઅલો—ઇસ્તિહાજહ વાળી સ્ત્રીએ પેશાબ કે પાખાનું કે હવા સરવાથી વોઝુ કર્યું અને જ્યારે વોઝુ કર્યું હતું તે વખત ખૂન બંધ હતું; જ્યારે વોઝુ કરી રહી ત્યારે ખૂન આવ્યું, તો આ ખૂન નીકળવાથી વોઝુ તુટી જશે. બેશક જે વોઝુ ઇસ્તિહાજહને લીધે કર્યું છે ખાસ તેજ વોઝુ ઇસ્તિહાજહના કારણથી તુટશે નહીં.

૮ મસઅલો—જો આ ખૂન વગેરે કપડામાં લાગી જાય તો જુવો, જો એવું હોય કે નમાઝ પૂરી થાય તે પહેલાં ફરી લાગી જશે તો તેનું ધોવું વાજેબ નથી. અને જો એમ જણાય કે એટલી જલદી ખરડાશે નહીં એટલુંજ નહીં પણ તહારતની સાથે નમાઝ અદા થશે તો ધોવું વાજેબ છે. જો એક રૂપીઆ બારાબર હશે તો વગર ધોએ નમાઝ થશે નહીં.

## નિફાસનું વર્ણન

૧ મસઅલો—બાળક જન્મ્યા પછી આગલા માર્ગે જે ખૂન નીકળે છે તેને નિફાસ કહે છે. વધુમાં વધુ નિફાસના ચાળીસ દિવસ છે. અને ઓછાની કશી હદ નથી જો કો

ઇને એક આધ ઘડી ખુન આવીને બંધ થશે તો તે પણુ નિફાસ છે.

૨ મસઅલો—જો બચ્ચું જન્મ્યા પછી કોઇને ખૂન નહીં નીકળે તોએ જણ્યા પછી નહાવું વાજેબ છે.

૩ મસઅલો—અડધાથી વધુ બાળક નીકળ્યું પણ હજુ પૂરૂં નીકળ્યું નથી તે વખત પણુ જે ખૂન આવશે તે પણુ નિફાસ છે. પણ અડધાથી ઓછું નીકળ્યું તે વખત ખૂન આવ્યું તે ઇસ્તિહાજહ છે. જો હોશ હુશીઆરી હોય તો એ વખત નમાઝ નહીં પઢવાથી ગુનાહગાર થશે. નહીં બને તો ઈશારાથી પઢે પણ કઝા કરે નહીં. પણ જો નમાઝ પઢવાથી બાળકની હલાકીનો ડર હોય તો નમાઝ નહીં પઢે.

૪ મસઅલો—કોઇનું હમલ પડી ગયું તો અગર બાળકનું એક આધ અવયવ (આજો) બન્યું હોય તો પડવા પછી જે ખૂન આવશે તે પણુ નિફાસ છે. અને જો તદન બન્યું નથી માત્ર માંસજ માંસ છે તો આ નિફાસ નથી. હવે જો તે ખૂન હેજ બની શકે તો હેજ છે, અને જો હેજ પણુ બની નહીં શકે દાખલા તરીકે ત્રણુ દિવસથી ઓછું હોય અથવા પાકીનો વખત પંદર દિવસ હજુ પૂરા નહીં થયા હોય તો તે ઇસ્તિહાજહ છે.

૫ મસઅલો—જો ચાળીસ દિવસથી ખૂન વધી ગયું તો જો આ પહેલુંજ બાળક છે, તો ચાળીસ દિવસ નિફાસના છે અને જેટલા વધ્યા છે તે ઇસ્તિહાજહ છે. તો ચાળીસ દિવસ પછી નહાય અને નમાઝ પઢવી શરૂ કરે. ખૂન બંધ થવાની વાટ જુએ નહીં. અને જો આ બચ્ચું પહેલું નહીં હોય એથી પહેલાં જણી ચુકી હોય અને તેની આદત જાણુમાં છે કે આટલા દિવસ નિફાસ આવે છે તો જેટલા દિવસ નિફાસની આદતના છે તેટલા દિવસ નિફાસના છે, અને જે એથી વધુ છે તે ઇસ્તિહાજહ છે.

૬ મસઅલો—કોઈની આદત ત્રીસ દિવસ નિફાસ આવવાની છે પણ ત્રીસ દિવસ વિતી ગયા છતાં ખૂન બંધ પડયું નહીં તો હમણા નહાય નહીં. જો પૂરા ચાળીસ દિવસ ખૂન બંધ થયું તો આ સઘળા નિફાસના દિવસ છે. પણુ જો ચાળીસ દિવસથી વધી જાય તો માત્ર ત્રીસ દિવસ નિફાસના છે અને બાકીના સઘળા ઇસ્તિહાજહ છે. માટે હવે તરત ગુસલ કરે અને દસ દિવસની નમાઝને કઝા પઢે.

૭ મસઅલો—જો ચાળીસ દિવસથી પહેલાં નિફાસનું ખૂન બંધ થાય તો તરત ગુસલ કરીને નમાઝ પઢવી શરૂ કરે. અને જો ગુસલ નુકસાન કરે તો તયમ્મોમ કરીને નમાઝ શરૂ કરે. કદી કોઈ નમાઝ કઝા થવા દે નહીં.

૮ મસઅલો—નિફાસમાં પણુ નમાઝ તદન માફ છે પણ રોઝો માફ નથી. તેની કઝા રાખવી જોઇએ. અને રોઝો, નમાઝ અને સોહબત કરવાના જે મસઅલા ઉપર (હેજના બયાનમાં) બયાન થયા તેજ અહિયાં પણુ છે.

૯ મસઅલો—જો ૭ મહિનાની અંદર એક પછી એક બે બાળક થાય તો નિફાસની મુદ્દત પ્રથમ બાળકથી લેવાશે. જો બીજું બાળક દશ વીસ દિવસ અથવા એક બે મહિના પછી થયું તો તે બીજા બાળકથી નિફાસના હિસાબ કરીશું નહિ.

## નિફાસ, હેજ વગેરેનાં અહકામોનું વર્ણન.

૧ મસઅલો—જે સ્ત્રી હેજથી હોય અથવા નિફાસથી હોય, અને જેના ઉપર નહાવું વાજેબ હોય તેઓ મસજીદમાં જવું અને કઅબા શરીફનો તવાફ કરવો, અને કુરઆન શરીફ પઢવું, અને કુરઆન શરીફને હાથ લગાડવો દુરસ્ત નથી. હા, જો કુરઆન મજીદ જુઝદાનમાં અથવા રૂમાલમાં લપેટેલું હોય અથવા તેના ઉપર કપડા વગેરેની ચોલી ચઢાવી હોય

અને તે ચોલી જીલદ સાથે સીવેલી નહીં હોય પણ અલગ હોય જે ઉતારવાથી ઉતરી શકે એવી હાલતમાં કુરઆન મજીદને હાથ લગાડવો અને ઉપાડવું દુરૂસ્ત છે.

૨ મસઅલો—જેનું વોજુ નહીં હોય તેને પણ કલામે મજીદનું હાથ લગાડવું દુરૂસ્ત નથી. હા, મોંપર પઢવું દુરૂસ્ત છે.

૩ મસઅલો—જે રૂપીઆ, પૈસા, રકાબી અને તાવીજ ઉપર અથવા કોઈ વસ્તુ ઉપર કુરઆન શરીફની કોઈ આયત લખી હોય તેને પણ હાથ લગાડવું એ લોકોને દુરૂસ્ત નથી. હા, જો કોઇ થેલીમાં અથવા વાસણ વગેરેમાં રાખ્યા હોય તો તે થેલી કે વાસણને અડકવું ઉપાડવું દુરૂસ્ત છે.

૪ મસઅલો—કુડતાના દામન (ચાલ) અને પાઘડીના છેડાથી પણ કુરઆન મજીદને પકડવું અને ઉઠાવવું દુરૂસ્ત નથી. હા, જો બદનથી જુદું કંઈ કપડું હોય જેમકે રૂમાલ વગેરે તેથી પકડવું ઉપાડવું દુરૂસ્ત છે.

૫ મસઅલો—જો પૂરી આયત નહીં પઢે પણ આયતનો જરા સરખો શબ્દ અથવા અડધી આયત પઢે તો દુરૂસ્ત છે. પણ તે અડધી આયત આટલી લાંબી નહીં હોય કે કોઈ નાની આયતની બરાબર થાય.

૬ મસઅલો—જો અલ-હમ્દોની પૂરી સૂરા દોઆની નૈયતથી પઢે અથવા કુરઆનમાં આવેલી બીજી દોઆઓ દુઆની નૈયતથી પઢે. તિલાવતના ઇરાદાથી નહીં પઢે તો દુરૂસ્ત છે એમાં કંઈ ગુનો નથી. જેમકે આ દોઆ **રબ્બના આતેના ફીદ-દુન્યા હસનતંવ વ ફીલ આખેરતે હસનતંવ વકેના અઝાબન્નાર** અથવા આ દોઆ **રબ્બના લા તોઆખેજના ઇન્નસીના અવ અખતાના** પૂરે સુધી જે સૂરા બકરની છેવટમાં લખેલી છે અથવા બીજી કોઇ દોઆ જે કુરઆન શરીફમાં આવેલી છે દોઆની નૈયતથી સર્વનું પઢવું દુરૂસ્ત છે.

૭ મસઅલો—દોઆ કોનૂતનું પઢવું પણ દુરૂસ્ત છે.

૮ મસઅલો—જો કોઇ સ્ત્રી છોકરીયોને કુરઆન શરીફ પઢાવતી હોય તો એવી હાલતમાં હિજ્જા ( જોડણી ) કરાવવી દુરૂસ્ત છે. પણ રવાં પઢાવતાં પૂરી આયત પઢે નહીં. એટલુંજ નહીં પણ એક બે શબ્દ પછી શ્વાસ તોડે અને તુકડા તુકડા કરીને આયતની રવાં પઢે.

૯ મસઅલો—કલેમો, દુરૂદ શરીફ પઢવા અલ્લાહ તઆલાનું નામ લેવું, ઇસ્તિગફાર પઢવી, અથવા કોઈ વજીફો પઢવો જેમકે **લાહૌલ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહિલ અલીયીલ અઝીમ** પઢવો મનાઈ નથી. આ સઘળા દુરૂસ્ત છે.

૧૦ મસઅલો—હેજના વખતમાં મુસ્તહબ છે કે નમાઝની વખતે વોજુ કરી કોઈ પવિત્ર જગ્યામાં થોડીવાર બેસી કંઈ અલ્લાહ અલ્લાહ ( ખુદાની યાદ ) કર્યા કરે, કે જેથી નમાઝની આદત છૂટે નહિ. અને પવિત્ર થયા પછી નમાઝથી જીવ ગભરાય નહીં.

૧૧ મસઅલો—કોઇને નહાવાની હાજત હતી અને હજુ નહાઇ નહોતી કે હેજ આવી ગયું તો તેણી ઉપર નહાવું વાજેબ નથી. પણ જ્યારે હેજથી પવિત્ર થાય ત્યારે નહાય. બંને કામો માટે એકજ ગુસલ થઇ જશે.

## નજાસત પાક કરવાનું વર્ણન.

૧ મસઅલો—નજાસત બે તરેહની છે. એક આ કે તેની નાપાકી વધુ સખ્ત છે. થોડી લાગે તોએ ધોવાનો હુકમ છે. એને નજાસતે ગલીઝા કહે છે. બીજી તે જેની નજાસત જરા ઓછી તથા હલકી છે તેને નજાસતે ખફીફા કહે છે.

૨ મસઅલો—ખૂન, માણસનું પાખાનું, પેશાબ, મની, શરાબ, કુતરા બીલાડાનું પાખાનું, પીશાબ, સુવ્વરનું માંસ વાળ હાડકાં વગેરે તેની

સઘળી વસ્તુઓ, ઘોડા ગધેડા ખચ્ચરની લીદ ગાય બળ ભેંસ વગેરેનું છાણુ, બકરી ઘેટા વગેરેની લીંડી મતલબ કે સઘળા ચાર પાયાનું પાખાનું, મરગી બતક મુરગાબીનું ગુ, ગધેડા ખચ્ચર તથા સઘળા હરામ જાનવરોની પેશાબ આ સઘળી વસ્તુ નજાસતે ગલીઝા છે.

૩ **મશઅલો**—નાના દૂધ પીતા બાળકની પેશાબ પાખાનું પણ નજાસતે ગલીઝા છે.

૪ **મસઅલો**—હરામ પક્ષીઓનું ગુ અને હલાલ જાનવરોની પેશાબ જેમકે બકરી ગાય ભેંસ ઘોડો વગેરેની પેશાબ નજાસતે ખફીફા છે.

૫ **મસઅલો**—મરગી બતક મુરગાબી વગર હલાલ પક્ષીઓનું ગુ પવિત્ર છે. જેમકે કબુતર ચક્લી વગેરેનું અને કાન ચીમડિયાનાં પેશાબ ગુ પણ પવિત્ર છે.

૬ **મસઅલો**—નજાસત ગલીઝામાંથી જો પાતળી અને વહેતી વસ્તુ કપડામાં કે બદનમાં લાગી જાય તો જો તેનો ફેલાવો રૂપીઆ બરાબર હોય અથવા એથી ઓછો હોય તો માફ છે. તેને વગર ધોએ જો કોઇ નમાઝ પઢે તો નમાઝ થઇ જશે, પણ નહીં ધોવું અને એવી રીતે નમાઝ પઢયા કરવી મકરૂહ અને બુરૂં છે, અને જો રૂપીઆથી વધુ હોય તો માફ નથી તેને વગર ધોએ નમાઝ થશે નહીં. અને જો નજાસતે ગલીઝામાંથી જાડી વસ્તુ લાગી જાય જેમકે પાખાનું મરગી વગેરેનું ગુ તો જો વજનમાં સાડાચાર માસા [1] થવા એથી ઓછી હોય તો વગર ધોએ પણ નમાઝ દુરૂસ્ત છે. પણ જો એથી વધુ લાગે તો વગર ધુએ નમાઝ દુરૂસ્ત નથી.

૭ **મસઅલો**—જો નજાસતે ખફીફા કપડામાં અથવા બદનમાં લાગે તો જે ભાગમાં લાગી છે જો તેની ચોથાઈથી ઓછી હશે તો માફ છે અને જો પૂરો ચોથો ભાગ અથવા તેથી વધુ હશે તો માફ નથી. એટલે જો બાહીમાં લાગી છે તો બાહીની ચોથાઇથી ઓછી હોય, જો કલીમાં લાગી છે તો તેની ચોથાઇથી ઓછી હોય, જો ઓઢણી લાગી હશે તો તેની ચોથાઇથી ઓછી હોય, ત્યારે માફ છે. એવીજ રીતે જો નજાસતે ખફીફા હાથે લાગી છે તો જો પહોંચામાં લાગી છે તો પોહોંચાની ચોથાઈ, અગર બાજુમાં લાગી છે તો બાજુની ચોથાઇ અગર કાંડા (કલાઇ)માં લાગી છે તો કલાઇની ચોથાઇથી ઓછી હોય તો માફ છે. એવીજ તરેહ જો પગોમાં લાગી જાય તો તેની ચોથાઇથી ઓછી હોય ત્યારે માફ છે. મતલબ કે જે અવયવમાં લાગે તેની ચોથાઇથી ઓછી હોય, પણ જો પૂરી ચોથાઇ હોય તો માફ નથી તેનું ધોવું વાજેબ છે એટલે વગર ધુવે નમાઝ દુરૂસ્ત નથી.

૮ **મસઅલો**—નજાસતે ગલીઝા જો પાણીમાં પડે તે પાણી પણ નજીસ ગલીજ થાય છે, અને જો નજાસતે ખફીફા પડે તો તે પાણી નજીસ ખફીફા થાય છે. ફરી વધારે પડી હોય કે ઓછી પડી હોય.

---

૧ બેહેશતી ઝેવર ભાગ ત્રણમાં "ઝકાતનું બયાન" મથાળાના ૧લા મસઅલાની નોટ વજન તોલ વિષે લખાઇ છે તે અત્રે લખવી ઉપયોગી છે રૂપીઆના હિસાબથી ચોપન રૂપીઆ તેર આની અને તેર રતી ચાંદી, અને પોણા આઠ રૂપીઆ સાત રતી સોનું હોય. આ હિસાબથી હજરત ફાતેમા (રઝી)ની મોહર આસરે એકસો સાડત્રીસ રૂપીઆ થઇ. એક મીસકાલના સાડા ચાર માશાનો મત પ્રખ્યાત છે, તે પ્રમાણે આ હિસાબ છે. પણ હિસાબ જે કરવામાં આવ્યો તેમાં વધારે ઓછું નીકળે છે. માટે જો કોઇ એહતિયાત ( બચાવ ) કરવા ચાહે તો આ રીતે થઇ શકે છે કે ચાંદીમાં ચાલીસ રૂપીઆમાં અને સોનામાં પાંચ રતી ઓછા છ તોલામાં ઝકાત આપે. અને સદકએફિત્રમાં એસીં રૂપીઆના શેરથી બરોબર ઘઊં આપે. અને નજાસતે ગલીઝામાં સાડા ત્રણ માશાથી બચતી રહે. અને બીબી ફાતેમાની મોહરમાં સ્ત્રીને એહતિયાત આમાં છે કે સો રૂપીઆથી વધુ માગે નહીં અને યાદ રાખવું જોઇએ કે આ સઘળા તોલમાં અમે લખનૌના તોલા માશાની ગણત્રી કરી છે જેની રૂએ અંગ્રેજી રૂપીઓ સાડા અગિયાર માશાનો થાય છે. જો શહેરોમાં તોલાનું વજન ઓછું વત્તું હોય તે આથી હિસાબ કરી લીએ. કર્તા.

૯ **મસઅલો**—કપડામાં નાપાક તેલ લાગ્યું અને હથેળીના ખાડાથી એટલે રૂપીયાથી ઓછું છે, પણ એક બે દિવસમા ફેલાઇને વધી ગયું તો જ્યાં સુધી રૂપીઆથી વધ્યું નથી તો માફ છે અને જ્યારે વધ્યું છે તો માફ નથી. હવે તેનું ધોવું વાજેબ છે વગર ધુવે નમાઝ થશે નહીં.

૧૦ **મસઅલો**—માછલીનું ખૂન નાપાક નથી, જો લાગી જાય તો કશી હરકત નથી એવીજ રીતે માખ, માકડ, મચ્છરનું ખૂન પણ નાપાક નથી.

૧૧ **મસઅલો**—સોઇની નોક બરાબર પેશાબના છાંટા પડે કે જે જોવાથી દેખાય નહીં, તો તેની પણ કશી હરકત નથી ધોવું વાજેબ નથી.

૧૨ **મસઅલો**—જો દલદાર નજાસત લાગી જાય જેવી કે પાખાનું ખૂન તો તેને એટલી ધુવે કે નજાસત છુટી જાય અને ડાગો જતો રહે, ફરી ગમે તેટલી વખત ધુવાથી છુટે. જ્યારે નજાસત છુટી જશે તો કપડું પાક થશે. બદનમાં લાગી હોય તેનો પણ એજ હુકમ છે. હા, જો પહેલીવારમાં નજાસત છુટી જાય તો બીજી બેવાર ધોવું બેહતર છે. અને જો બેવારમાં છુટી હોય તો બીજી એકવાર ધુવે. સારાંશ આ કે ત્રણ વાર પૂરા કરવા બેહતર છે.

૧૩ **મસઅલો**—જો એવી નજાસત હોય કે કંઇવાર ધોવાથી નજાસત છુટી, પણ બદબો ગઇ નહીં. અથવા ડાઘો રહી ગયો છે. ત્યારે પણ કપડું પવિત્ર થયું સાબુ વગેરે લગાડી ડાઘો છોડાવવો અને બદબો દુર કરવી જરૂર નથી.

૧૪ **મસઅલો**—જો પેશાબ જેવી કોઇ નજાસત લાગી જાય જે દલદાર નથી તો ત્રણ વાર ધુવે અને દરેક વાર નીચોવે. અને ત્રીજી વાર પોતાની શક્તિ પ્રમાણે ખૂબ જોરથી નીચોવે ત્યારે પવિત્ર થશે. તો જો ઘણા જોરથી નહીં નીચોવશે તો કપડું પવિત્ર થશે નહીં.

૧૫ **મસઅલો**—જો નજાસત એવી વસ્તુને લાગી છે જેને નીચોવી શકાતી નથી જેમકે તખત, સાદરી, ઘરેણું, માટી અથવા ચીનીના વાસણ, શીશો, જોડા વગેરે તો તેને પવિત્ર કરવાની આ રીત છે કે એક વાર ધોઇને થોભી જાય. જ્યારે પાણી ટપકવું બંધ પડે ફરી ધુવે. ફરી જ્યારે પાણી ટપકતું બંધ પડે ત્યારે ફરી ધુવે. એવી રીતે ત્રણવાર ધુવે તો તે વસ્તુ પાક થશે.

૧૬ **મસઅલો**—પાણીની તરેહ જે વસ્તુ પાતળી અને પવિત્ર હોય તેથી પણ નજાસત ધોવી દુરૂસ્ત છે. તો જો કોઈ ગુલાબ અથવા અરકે ગાવજુબાન અથવા બીજા કોઇ અરકથી અથવા સરકાથી ધુવે, તોએ તે વસ્તુ પવિત્ર થશે. પણ ઘી, તેલ, અને દૂધ વગેરે કોઇ એવી વસ્તુ લેવી કે જેમાં ચીકાશ હોય તો તે વસ્તુ નાપાક રહેશે.

૧૭ **મસઅલો**—જો બદનમાં અથવા કપડામાં મની (વીર્ય) લાગીને સુકાઈ ગઇ તો ખુરચીને ખુબ મસળી નાખવાથી પવિત્ર થશે. પણ જો સુકાઇ નહીં હોય તો માત્ર ધોવાથી પવિત્ર થશે, અને જો પેશાબ કરીને ઇસ્તિનજો નહી કર્યો હતો એવા વખતમાં મની નીકળી તો તે મસળવાથી પવિત્ર થશે નહીં તેને ધોવું જોઇએ.

૧૮ **મસઅલો**—જોડા, ચામડાના મોજામાં જો દલદાર નજાસત લાગી સુકાઇ જાય જેમકે છાણ પાખાનું ખૂન મની વગેરે તો જમીન ઉપર સારી રીતે નજાસત ઘસીને નજાસત છોડાવવાથી પવિત્ર થશે. એવીજ રીતે ખુરચી નાખવાથી પણ પવિત્ર થાય છે.

૧૯ **મસઅલો**—અને પેશાબ જેવી કોઇ નજાસત જોડામાં અથવા ચામડાના મોજામાં લાગી જે દલદાર નથી તો તે વગર ધુવે પાક થશે નહીં.

૨૦ **મસઅલો**—કપડું અને બદન માત્ર ધોવાથીજ પાક થાય છે, ગમે તો દળદાર નજાસત લાગી હોય અથવા વગર દળની, કોઇ તરેહ પાક થશે નહીં.

૧૧૭૯૫



૨૧ **મસઅલો**—આરસીનો કાચ, છરી, ચપ્પુ, ચાંદી સોનાના ઘરેણા, ફુલ, તાંબા લોઢા ગીલીટ કાચ વગેરેની વસ્તુ જો નાપાક થાય તો સારી રીતે લુછી નાખવાથી રગડવાથી અથવા માટીથી માંજવાથી પાક થાય છે. પણ જો નકશીવાળી વસ્તુ હશે તો વગર ધુવે પવિત્ર થશે નહીં.

૨૨ **મસઅલો**—જમીન ઉપર નજાસત પડી અને એવી રીતે સુકાઇ ગઈ કે નજાસતનું નિશાન તદન જતું રહ્યું, નજાસતનો ડાઘો રહ્યો નહીં તેમ બદબો પણ રહી નહીં તો એવી રીતે સુકાવાથી જમીન પાક થાય છે. પણ એવી જમીન ઉપર તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. હા, નમાઝ પઢવી દુરૂસ્ત છે. જો ઇંટો અને પત્થરને જમીનમાં છોથી ગારાથી ચણી લીધી હોય એવી રીતે કે વગર ખોદે જમીનથી અલગ થઈ શકે નહીં તેનો પણ એજ કાયદો છે કે સુકવાથી અને નજાસતનું નિશાન નહીં રહેવાથી પવિત્ર થઈ જશે.

૨૩ **મસઅલો**—જો ઇંટો જમીન ઉપર માત્ર બીછાવી હોય છોઈ ગારાથી ચણી નહીં હોય તે સુકવાથી પાક થશે નહીં તેને ધોવી પડશે.

૨૪ **મસઅલો**—જમીન ઉપર ઉગેલ ઘાસ પણ સુકવાથી અને નજાસતનું નિશાન જતું રહેવાથી પાક થાય છે. પણ જો કપાએલું ઘાસ હોય તો તે વગર ધુવે પાક થશે નહીં.

૨૫ **મસઅલો**—નાપાક ચપ્પુ, છરી, માટી તાંબા વગેરેના વાસણ જો ધકધકતી આગમાં નખાય તોપણ પાક થશે.

૨૬ **મસઅલો**—હાથમાં કોઇ નાપાક વસ્તુ લાગી હતી તેને કોઇએ જીભથી ત્રણ વાર ચાટી લીધી તોપણ પવિત્ર થશે, પણ ચાટવું મના છે. અથવા છાતી ઉપર બાળકની ઉલટીનું દૂધ લાગી ગયું ફરી બાળકે ત્રણ વાર ચુસીને પીધું તો પાક થઈ ગયું.

૨૭ **મસઅલો**—જો કોઇ વાસણ નાપાક થઈ જાય અને તે વાસણ નાપાકીને ચુસી લે તો માત્ર ધોવાથી તે પાક થશે નહીં. પણ તેમાં પાણી ભરી દે ફરી જ્યારે નજાસતની અસર પાણીમાં આવી જાય તો તેને ફેંકી દે ફરી ભરી દે. એવીજ રીતે કરતી રહે. જ્યારે નજાસતનું નામ નિશાન જતાં રહ્યાં, ન રંગ રહ્યો અને ન બદબો ત્યારે પાક થશે.

૨૮ **મસઅલો**—નાપાક માટીથી કુંભારે જે વાસણ બનાવ્યું તે જ્યાં સુધી કાચું છે નાપાક છે. જ્યારે પાકવ્યું પાક થઇ ગયું.

૨૯ **મસઅલો**—મધ, શીરો, ઘી, તેલ, નાપાક થઇ ગયાં તો જેટલું તેલ વગેરે છે તેટલું અથવા તેથી વધારે પાણી નાખીને પકવે. જ્યારે પાણી બળી જાય તો ફરી પાણી નાખીને બાળે. એવી તરેહ ત્રણવાર કરવાથી પવિત્ર થશે, અથવા આવી રીતે કરો કે જેટલું ઘી તેલ હોય તેટલુંજ પાણી નાખીને હલાવો. જ્યારે તે પાણીના ઉપર આવી જાય તો કોઈ રીતે તેને ઉપાડી લો. એવી રીતે ત્રણ વાર પાણી મેળવી ઉપાડવાથી પાક થશે. અને ઘી જો જમી ગયું હોય તો પાણી નાખી આગ ઉપર મુકો, જ્યારે તે પીગળી જાય તો તેને કાઢો.

૩૦ **મસઅલો**—નાપાક રંગમાં કપડું રંગ્યું તો તેને એટલું ધુવે કે પાણી સાફ આવવા લાગે, તો પાક થશે. ફરી કપડાથી રંગ છૂટે અથવા નહીં છૂટે.

૩૧ **મસઅલો**—છાણના અડાયાં છાણાં અને લીદ વગેરે નાપાક વસ્તુની રાખ પવિત્ર છે. અને તેનો ધુમાડો પણ પાક છે. રોટલીમાં લાગી જાય તો કશો બાધ નથી.

૩૨ **મસઅલો**—બિછાનાનો એક ખુણો નાપાક છે અને બાકીનું સઘળું પાક છે તો પવિત્ર ભાગ ઉપર નમાઝ દુરૂસ્ત છે.

૩૩ **મસઅલો**—જે જમીનને છાણથી લીપી હોય અથવા માટીમાં છાણ મેળવી

લીપી હોય તે નાપાક છે. તેના ઉપર પવિત્ર વસ્તુ વગર બીછાવે નમાઝ દુરૂસ્ત નથી.

૩૪ **મસઅલો**—છાણુથી લીપેલી જમીન જો સુકાઈ ગઇ તો તેના ઉપર ભિંજેલું કપડું પણુ બીછાવીને નમાઝ પઢવી દુરૂસ્ત છે. પણુ તે એટલું ભિંજેલું નહીં હોય કે તે જમીનની કંઈક માટી છૂટી પડી કપડામાં લાગે.

૩૫ **મસઅલો**—પગ ધોઇને નાપાક જમીન ઉપર ચાલી અને પગનું નિશાન જમીન ઉપર પડયું તો એથી પગ નાપાક થશે નહીં. હા, જો પગના પાણીથી જમીન એટલી ભિંજી કે જમીનની કંઇક માટી અથવા આ નાપાક પાણી પગમાં લાગે તો નાપાક થશે.

૩૬ **મસઅલો**—નાપાક બીછાના ઉપર સુતી અને પસીનાથી તે કપડું ભિંજ્યું તો તેનો પણુ આજ હુકમ છે કે એના કપડાં અને બદન નાપાક થશે નહીં. હા, જો એટલું ભિંજે કે બીછાનામાંથી કંઇક નાપાકી છૂટી બદનમાં કે કપડામાં લાગે તો નાપાક થશે.

૩૭ **મસઅલો**—નાપાક મેંહદી હાથમાં પગમાં લગાડી તો ત્રણુ વાર સારી રીતે ધોવાથી હાથ પગ પાક થશે. રંગ છોડાવવો વાજેબ નથી.

૩૮ **મસઅલો**—નાપાક સુરમો અથવા કાજળ આંખમાં નાંખ્યા તો તેને લુછવું અને ધોવું વાજેબ નથી. હા, જો તે ફેલાઇને આંખની બહાર નીકળે તો ધોવું વાજેબ છે.

૩૯ **મસઅલો**—નાપાક તેલ માથામાં નાંખ્યું અથવા બદનમાં લગાડયું તો કાયદા પ્રમાણે ત્રણુ વાર ધોવાથી પવિત્ર થશે. ખોળ નાખી અથવા સાબુ લગાડી તેલ છોડાવવું વાજેબ નથી.

૪૦ **મસઅલો**—કુતરાએ આટામા મોં નાંખ્યું અથવા વાંદરે મોં નાંખ્યું, તો જો આટો ગુંદેલો હોય તો જ્યાં મોં નાંખ્યું હોય ત્યાંથી તેટલો કાપી નાંખી બાકીનો ખાવો દુરૂસ્ત છે. અને જો સૂકો આટો હોય તો જ્યાં જ્યાં તેના મોંનો લુઆબ (રાલ) લાગ્યો હોય તેને કાઢી નાખે બાકીનો સઘળો પાક છે.

૪૧ **મસઅલો**—કુતરાની રાલ નાપાક છે અને ખુદ કુતરૂં નાપાક નથી. તો જો કુતરૂં કોઇના કપડાને કે બદનને લાગે તો નાપાક થતું નથી. ફરી કુતરાનું બદન સૂકું હોય અથવા ભિંજેલું હોય હા, જો કુતરાના બદન ઉપર કંઈ નાપાકી લાગી હોય તો બીજી વાત છે.

૪૨ **મસઅલો**—ખસતક (રૂમાલી) ભિંજેલી હતી ને વાસર્યો તો એથી કપડું નજીસ થતું નથી.

૪૩ **મસઅલો**—નાપાક પાણીમાં ભિંજેલું કપડું હતું તેની સાથે પાક કપડું લપેટીને રાખ્યું અને તેની ભિંનાસ તે પાક કપડામાં આવી ગઇ પણુ તેમાં ન તો નજાસતનો રંગ આવ્યો અને ન બદબો. તો જો આ પાક કપડું એટલું ભિંજ્યું કે નીચોવવાથી એક આધ ટીપું ટપકે અથવા નીચોવતાં હાથ ભિંજી જાય તો તે પાક કપડું પણુ નાપાક થશે, અને જો એટલું ભિંજ્યું નથી તો પાક રહેશે. પણુ જો પેશાબ વગેરે ખુદ નાપાકીથી ભિંજેલા કપડાની સાથે પાક કપડાને લપેટયું હોય તો પાક કપડામાં જરાએ ભિંનાસ કે ડાઘો આવ્યો તો નાપાક થશે.

૪૪ **મસઅલો**—જો લાકડાનો તખતો એક તરફથી નાપાક છે અને બીજી બાજુથી પાક છે. તો જો તે એટલો જાડો છે કે વચ્ચેથી ચીરી શકાય છે તો તેને ફેરવીને બીજી (પાક) તરફ નમાઝ દુરૂસ્ત છે. પણુ જો એટલો જાડો ન હોય તો દુરૂસ્ત નથી.

૪૫ **મસઅલો**—કોઇ કપડું બેવડું છે અને એક પડ નાપાક છે, બીજે પાક છે. તો જો બંને પડ સીવાયા ન હોય તો પાક પડ તરફ નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને જો સીવેલું હોય તો પાક પડ ઉપર પણુ નમાઝ દુરૂસ્ત નથી.

## ઇસ્તિનજાનું વર્ણન.

**૧ મસઅલો**—જ્યારે સૂઇને ઉઠે ત્યારે જ્યાં સૂધી પોહોંચા સૂધી હાથ નહી ધુવે પાણીમાં હાથ નહીં નાખે. ગમે તો હાથ પાક હોય અથવા નાપાક હોય. જો પાણી નાના વાસણુમાં રાખ્યું હોય જેમકે ઢોચકી પીયાલામાં તો તેને ડાબા હાથથી જમણા હાથ ઉપર નાખે અને ત્રણ વાર ધુવે. ફરી જમણા હાથમાં વાસણુ લઇને ડાબો હાથ ત્રણ વાર ધુવે. અને જો નાના વાસણુમાં પાણી નહીં હોય મોટા માટલા વગેરેમાં હોય તો આબખોરો જામ વગેરેથી કાઢે પણુ આંગળિઓ પાણીમાં ડુબવા પામે નહીં. અને જો આબખોરો વગેરે કંઇ નહીં હોય તો ડાબા હાથની આંગળિઓની ખોબલી બનાવી પાણી કાઢે. અને બને ત્યાં સૂધી પાણીમાં આંગળિઓ ઓછી નાખે અને પાણી કાઢીને પ્રથમ જમણો હાથ ધુવે. જ્યારે તે હાથ ધોવાઇ જાય તો જમણો હાથ જોઇએ તેટલો પાણીમાં નાખી અને પાણી કાઢી ડાબો હાથ ધુવે. અને આ તરકીબ હાથ ધોવાની તે વેળા છે કે, હાથ નાપાક હોય નહી. પણ જો નાપાક હોય તો કદી માટલામાં નાંખે નહીં. અને કોઇ બીજી યુક્તીથી પાણી કાઢે કે જેથી પાણી નાપાક થવા પામે નહી. દાખલા તરીકે પાક રૂમાલ નાખીને કાઢે અને જે પાણીની ધાર રૂમાલમાંથી વહે તેથી હાથ પાક કરે અથવા બીજી કોઇ તરેહ બની શકે.

**૨ મસઅલો**—જે નજાસત આગળના અથવા પાછળના માર્ગથી નીકળે તેથી ઇસ્તિનજો કરવો સુંનત છે.

**૩ મસઅલો**—જો નજાસત અહીં તહીં તદ્દન લાગી નહીં હોય જેથી પાણીથી ઇસ્તિનજો નહીં કરે અને પાક પત્થર કે ઢેફાથી ઇસ્તિનજો કરે અને એટલું લુછે કે નજાસત જતી રહે અને બદન સાફ થાય, તો એ જાએજ છે. પણ એમ કરવું સફાઇ ભીજાઝને વિરૂદ્ધ છે (પાણી પણ વાપરવું જોઇએ) હા, પાણી નહીં હોય અથવા ઓછું હોય તો લાચારી છે.

**૪ મસઅલો**—ઢેલાથી ઇસ્તિનજો કરવાનો કોઇ ખાસ તરીકો નથી માત્ર આટલો ખ્યાલ રાખે કે નજાસત અહીં તહીં ફેલાય નહીં. અને બદન સારી રીતે સાફ થાય.

**૫ મસઅલો**—ઢેલાથી ઇસ્તિનજો કર્યા પછી પાણીથી ઇસ્તિનજો કરવો સુંનત છે. પણ જો નજાસત હથેલીના ખાડા એટલે એક રૂપીઆથી વધુ ફેલાયતો એવા વખતમાં પાણીથી ધોવું વાજેબ છે. વગર ધુવે નમાઝ થશે નહીં. પણ જો નજાસત ફેલી નહીં હોય તો માત્ર ઢેલાથી પાક કરવું પણ દુરૂસ્ત છે પણ સુંનતને વિરૂદ્ધ છે.

**૬ મસઅલો**—પાણીથી ઇસ્તિનજો કરે તો પ્રથમ બંને હાથ પોહોંચા સુધી ધુવે. ફરી એકાંતમાં જઇ બદનને ઢીલું કરીને બેસે અને એટલું ધુવે કે દિલની ખાતરી થાય કે હવે બદન પવિત્ર થયું. હા, જો કોઇ વહેમી ભીઝાઝનો હોય જે ઘણું પાણી ઢોલે છતાં તેનું દિલ માને નહીં તો તેનો આ હુકમ છે કે ત્રણ વાર અથવા સાત વાર ધુવે એથી વધુ ધુવે નહીં.

**૭ મસઅલો**—જો કેથે એકાંતનો મોકો નહીં મળે તો પાણીથી ઇસ્તિનજો કરવા માટે કોઇની સામે પોતાનું બદન ખોલવું દુરૂસ્ત નથી. ન તો પુરૂષની સામે અને ન સ્ત્રીની સામે. એવા વખતમાં ઇસ્તિનજો કરે નહીં. અને વગર ઇસ્તિનજો કરે નમાઝ પઢે. કારણ કે બદનનું ખોલવું મોટો ગુનોહ છે.

**૮ મસઅલો**—હાડકું, અને નજાસત જેમકે છાણુ લીદ વગેરેથી અને કોલસો, કાંકરો કાચ, પાકી ઇંટ, ખાવાની વસ્તુ અને કાગજથી અને જમણા હાથથી ઇસ્તિનજો કરવો બુરો અને મના છે. નહીં કરવું જોઇએ. પણ જો કોઇ કરશે તો બદન પવિત્ર થશે.

**૯ મસઅલો**—ઉભા ઉભા પેશાબ કરવી મના છે.

૧૦ **મસઅલો**—પેશાબ પાખાનું કરતી વેળા કિબ્લા સામા બેસવું તથા તે તરફ પીઠ કરવી મના છે. *

૧૧ **મસઅલો**—નાના બાળકને કિબ્લા તરફ બેસાડવી હગાવવું મૂતરાવવું પણ મના અને મકરૂહ છે.

૧૨ **મસઅલો**—ઇસ્તિનજો કરતાં બચેલાં પાણીથી વોજું કરવું દુરસ્ત છે. અને વોજુ કરતાં બચેલા પાણીથી ઇસ્તિનજો કરવો પણ દુરૂસ્ત છે. પણ નહી કરવું બેહતર છે.

૧૩ **મસઅલો**—જ્યારે પાખાને કે પેશાબે જાય તો જાજરૂના દરવાજાની બહાર બિસ્મિલ્લાહ કહે અને આ દોઆ પઢે **અલ્લાહુમ્મ ઇન્નીઅઊઝો બેક મિનલ ખોબોસે વલ ખબાએસે.** અને નાંગે માથે નહીં જાય. અને જો કોઈ અંગુઠી વગેરે પર અલ્લાહનું રસૂલનું નામ હોય તો તેને ઉતારે. અને પ્રથમ ડાબો પગ અંદર મૂકે અને અંદર ખોદાનું નામ નહીં લીએ જો છીંક આવે તો માત્ર દિલમાંજ **અલહમ્દો લિલ્લાહ** કહે. ઝબાનથી કંઈ કહે નહીં. ત્યાં કંઈ બોલે નહીં વાત કરે નહીં. ફરી જ્યારે નીકળે તો પ્રથમ જમણો પગ કાઢે અને દરવાજાથી નીકળીને આ દોઆ પઢે. **ગુફ્રાનક અલહમ્દો લિલ્લાહીલ્લઝી અઝહબ અન્નીલઅઝા વ આફાની** અને ઇસ્તિનજો કર્યા પછી ડાબા હાથને જમીન ઉપર રગડી માટીથી ધુવે.

## નમાઝનું વર્ણન.

અલ્લાહ તઆલાની નજદીક નમાઝનો મોટો મરતબો છે. કોઈ ઇબાદત અલ્લાહ તઆલાની નજદીક નમાઝથી વધુ પ્યારી નથી. અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ ઉપર પાંચ વખતની નમાઝો ફરજ કરી છે. એના પઢવાનો મોટો સવાબ છે. અને એના છોડવાનો મોટો ગુનોહ થાય છે. હદીસ શરીફમાં આવેલું છે કે, જે કોઈ સારી રીતે વોજુ કર્યા કરે, અને સારી રીતે દિલ લગાડીને સારી રીતે નમાઝ પઢયા કરે તો કેયામતને દિવસે અલ્લાહ તઆલા તેના નાના નાના સઘળા ગુનાહ બખ્શી આપશે અને જંનત આપશે. અને હજરતે (સલ) ફરમાવ્યું છે કે, નમાઝ દીનનો થામ્ભલો છે, તો જેણે નમાઝને સારી રીતે પઢી. દીનને શોભાવ્યું અને જેણે તે થામ્ભલાને પાડયું (એટલે નમાઝ નહીં પઢી) તેણે દીનને બરબાદ કર્યું. અને હજરતે (સલ) ફરમાવ્યું છે કે, કેયામતમાં સર્વથી પ્રથમ નમાઝનીજ પુછ થશે અને નમાઝીઓના હાથ પગ અને મોં કેયામતને દિવસે સૂર્યની માફક ચમકતા થશે. અને બેનમાઝી આ દોલતથી અભાગ્યો રહેશે. અને હજરતે (સલ) ફરમાવ્યું છે કે, નમાઝીઓનો હશર કેયામતને દિવસે નબીઓ શહીદો અને વલીઓની સાથે થશે. અને બેનમાઝીઓનો હશર ફિરઔન હામાન અને કારૂન આ મોટા મોટા કાફેરો સાથે થશે. માટે નમાઝ પઢવી ઘણી અગત્યની છે. અને નહીં પઢવાથી દીન દુન્યા બંનેનું નુકસાન થાય છે. આથી વધુ બીજું શું થશે કે બેનમાઝીનો હશર કાફેરોની સાથે કરવામાં આવ્યો. બેનમાઝી કાફિરોની બરાબર સમજાયો. અલ્લાહની પનાહ નમાઝ નહીં પઢવી કેટલી મોટી વાત છે. બેશક આ લોકો ઉપર નમાઝ વાજેબ નથી ગાંડો, નાની છોકરી, નાનો છોકરો જે હજુ જુવાન થયાં નહીં હોય. બાકી સઘળા મુસલમાનો ઉપર ફરજ છે. પણ જ્યારે ઓલાદ સાત વર્ષની થાય તો માબાપને હુકમ છે કે એઓને નમાઝ પઢાવે. અને જ્યારે દસ વર્ષની થાય તો મારીને પઢાવે અને નમાઝ છોડવી કદી કોઈ વખત પણ દુરૂસ્ત નથી. જેવી રીતે થઇ શકે નમાઝ જરૂર પઢે. હા, જો નમાઝ પઢવી ભૂલી ગઈ તદન યાદ રહી નથી અને વખત

* પીશાબ પાખાના માટે ઉત્તર કે દક્ષિણે બેસવામાં કશી હરકત નથી. ઉત્તર તરફ બેસવાને કેટલાક બુરૂં જાણે છે અને કહે છે કે એ તરફ કુતોબ છે. એ જહાલત છે, ગ્રા. મો.

જ્યારે જતો રહ્યો ત્યારે યાદ આવી કે મેં નમાઝ પઢી નથી. અથવા એવી ગાફિલ સુઇ ગઇ કે આંખ ખુલી નહીં અને નમાઝ કઝા થઇ ગઇ એવા વખતમાં ગુનાહ થશે નહીં. પણ જ્યારે યાદ આવે અને આંખ ખુલે તો વોઝુ કરીને તરત કઝા પઢવી ફરજ છે. પણ જો તે વખત મકરૂહ હોય તો જરા થોભી જાય કે મકરૂહ વખત નીકળી જાય. એવીજ રીતે જે નમાઝો બેહોશીને લીધે પઢાઇ નથી તેમાં પણ ગુનાહ નથી. પણ હોશ આવ્યા પછી તરત કઝા પઢવી પડશે.

૧ મસઅલો—કોઇને બાળક જનમે છે પણ હજુ સઘળુ નીકળ્યું નથી. કંઇ બહાર છે અને કંઈક નીકળ્યું નથી એવા વખતમાં પણ જો હોશ હુશીયારી રહી હોય તો નમાઝ પઢવી ફરજ છે. કઝા કરવી દુરૂસ્ત નથી. પણ જો નમાઝ પઢવાથી બચ્ચાની જાનનો ડર હોય તો નમાઝની કઝા કરવી દુરૂસ્ત છે એવીજ રીતે જણાવનારી દાઇને જો આ ડર હોય કે જો હું નમાઝ પઢવામાં લાગીશ તો બચ્ચાને નુકસાની લાગશે, તો એવા વખતમાં દાઇને પણ નમાઝ કઝા કરવી દુરૂસ્ત છે. ફરી આ સઘળાને જલદીથી કઝા પઢવી જોઇએ.

## જુવાન થવાનું વર્ણન.

જ્યારે કોઈ છોકરીને હેજ આવ્યું, અથવા હજુ સુધી કંઈ હેજ તો નહીં આવ્યું પણ તેણીને પેટ રહ્યું, અથવા પેટ પણ રહ્યું નથી. પણ ખ્વાબમાં પુરૂષથી સોહબત કરાવતાં જોયું અને તેથી મજા આવી અને મની નીકળી પડી આ ત્રણે સુરતો (૩૫) માં તે જુવાન થઈ ગઇ. રોઝો નમાઝ વગેરે શરીઅતના સઘળા હુકમ કાયદા એના ઉપર લાગુ પડવાના. અને જો આ ત્રણે વાતોમાંથી કોઇ વાત નહીં મળી પણ તેણીની ઉમર પૂરા પંદર વર્ષની થઈ છે ત્યારે પણ તે જુવાન સમજાશે. અને જે હુકમ જુવાનો ઉપર લગાડાય છે હવે તે એના ઉપર પણ લગાડાશે.

૧ મસઅલો—જુવાન થવાને શરીઅતમાં બાલેગ થવું કહે છે. નવ વર્ષથી પહેલાં કોઈ સ્ત્રી જુવાન થઈ શક્તી નથી. જો તેણીને રક્ત પણ વહે તો તે હેજ નથી પણ ઇસ્તિહાજહ છે. જેનો હુકમ ઉપર બયાન થયો છે.

## નમાઝના વખતોનું વર્ણન.

૧ મસઅલો—પાછલી રાતના સવાર થતાં પૂર્વ તરફ એટલે સૂર્ય જે તરફ નીકળે તે તરફ લાંબાઈમાં કાંઇ સફેદી (ઉજાસ) દેખાય છે. ફરી થોડીવારમાં આસમાનના કિનારા ઉપર ચોડાઇમાં સફેદી જણાય છે અને જોતાં જોતાંમાં વધતી જાય છે. અને થોડી વારમાં બીલકુલ ઉજાલું થાય છે. તો જ્યારથી આ થોડી સફેદી દેખાય ત્યારથી ફજરની નમાઝનો વખત આવે છે અને સૂર્ય નીકળવા સુધી બાકી રહે છે. જ્યારે સૂર્યનો જરા પણ કિનારો નીકળ્યો તો ફજરનો વખત જતો રહ્યો. પણ પ્રથમ વખતમાં ઘણીજ સવારમાં નમાઝ પઢવી ઘણું સારૂં છે.*

૨ મસઅલો—બપોરે ઢલવાથી જોહરનો વખત શરૂ થાય છે. અને બપોરે ઢલવાની નિશાની આ છે કે લાંબા વસ્તુની છાંયા પશ્ચિમથી ઉત્તર તરફ સરકતાં સરકતાં ઠેઠ ઉત્તરની સીધમાં આવીને પૂર્વની તરફ વળવા લાગી. બસ સમજી જાઓ કે બપોર ઢલી ગયો અને પૂર્વ તરફ મોં કરી ઉભા રહેવાથી ડાબા હાથ તરફનું નામ ઉત્તર છે. અને એક ઓલખ એથી પણ સહેલી છે. તે આ છે કે, સૂર્ય નીકળી જેટલો ઉંચો થતો જાય છે, દરેક વસ્તુની છાયા ઘટતી જાય છે. તો જ્યારે ઘટવું બંધ પડે તે વખત ઠીક બપોરનો છે. ફરી જ્યારે સાયો (છાંયો) વધવો શરૂ થાય છે સમજો કે સૂર્ય ઢલ્યો. તો તે વખતથી જોહરનો વખત શરૂ થાય છે.

* આ કાયદો ખાસ સ્ત્રીઓ માટે છે અને પુરૂષો માટે જ્યારે ઉજાલું થાય ત્યારે પઢવી બેહતર છે.

અને ઠીક બપોરની વખતે જેટલો સાયો હોય તેને છોડી દરેક વસ્તુનો સાયો બેવડો થાય નહીં ત્યાં સુધી જોહરનો વખત રહે છે. દાખલા તરીકે એક હાથ લાકડીનો સાયો ઠીક બપોરે ચાર આંગળ હતો તો જ્યાં સુધી બે હાથ અને ચાર આંગળ નહીં થાય ત્યાં સુધી જોહરનો વખત છે. અને જ્યારે બે હાથને ચાર આંગળ થયો કે અસરનો વખત આવ્યો. અને અસરનો વખત સૂર્યના ડુબવા સુધી રહે છે. જ્યારે સૂર્યનો રંગ બદલાયો અને તડકો પીળો પડવા લાગ્યો તે વેળા અસરની નમાઝ પઢવી મકરૂહ છે. જો કોઇ કારણથી આટલી વાર લાગી તો ઠીક છે પઢી લીએ, કજા કરે નહીં. પણ ફરી કદી આટલી વાર લગાડે નહીં. અને આ અસર વગર બીજી કોઇ નમાઝ એવા વખતમાં પઢવી દુરૂસ્ત નથી. નતો કજા અને નતો નફલ.

૩ **મસઅલો**—જ્યારે સૂર્ય ડુબ્યો તો મગરેબનો વખત આવ્યો. ફરી જ્યારે પશ્ચિમ તરફ આસમાનના કિનારાપર લાલી રહે ત્યાં સુધી મગરેબનો વખત રહે છે. પણ મગરેબની નમાઝમાં આટલી વાર લગાડે નહી, કે તારા જથજથે એટલી વાર લગાડવી મકરૂહ છે. ફરી જ્યારે આ લાલી જતી રહી તો ઇશાનો વખત શરૂ થયો અને સવાર થવા સુધી રહે છે. પણ અડધી રાત પછી ઇશાનો વખત મકરૂહ થાય છે અને સવાબ ઓછો મળે છે. માટે આટલી વાર લગાડી નમાઝ પઢે નહીં. અને તેહાઇ ( તૃતિયાંશ ) રાત જવા પહેલાં પઢવી બહેતર છે.

૪ **મસઅલો**—ગરમીની મોસમમાં જોહરની નમાઝ જલદી પઢે નહીં. ગરમીની તેજીનો વખત જતો રહે ત્યારે પઢવી મુસ્તહબ છે. અને ઠંડીના દિવસોમાં પ્રથમ વખત પઢવી મુસ્તહબ છે.

૫ **મસઅલો**—અસરની નમાઝ આટલી વાર લગાડી પઢવી બેહતર છે કે, વખત થયા પછી જો કંઇ નફલ પઢવી હોય તો પઢી શકે. કારણ કે અસર પછી તો નફલ પઢવી દુરૂસ્ત નથી. ગરમીની મોસમ હોય કે ઠંડીની મોસમ હોય બનેનો એક હુકમ છે. પણ આટલી વાર લગાડે નહીં કે સૂર્યમાં પીળાશ આવે અને ધુપનો રંગ બદલાઇ જાય. અને મગરેબની નમાઝમાં જલદી કરવી અને સૂર્યના ડુબતાંજ નમાઝ પઢવી મુસ્તહબ છે.

૬ **મસઅલો**—જે કોઇ પાછલી રાત્રે ઉઠી તહજજોદની નમાઝ પઢયા કરે છે, તેણીને જો પાકો ભરોસો હોય કે જરૂર આંખ ખુલવાની તો તેણીને વિત્રની નમાઝ તહજજોદ પછી પઢવી બેહતર છે. પણ જો આંખ ખુલવાનો ભરોસો નહીં હોય અને સુઇ રહેવાનો ડર હોય તો ઇશા પછી સુવાથી પહેલાં પઢી લેવી જોઇએ.

૭ **મસઅલો**—વાદળામાં ફજર, જોહર અને મગરેબની નમાઝ જરા વાર લગાડીને પઢવી બેહતર છે. અને અસરની નમાઝમાં જલદી કરવી મુસ્તહબ છે.

## મકરૂહ વખતોનું વર્ણન.

૧ **મસઅલો**—સૂર્ય નીકળતી વેળા અને ઠીક બપોરના અને સૂર્ય ડુબતી વેળા નમાઝ દુરૂસ્ત નથી. હા, અસરની નમાઝ જો હજુ પઢી નહીં હોય તો સૂર્યના ડુબતાં પણ પઢે. અને આ ત્રણે વખતમાં તિલાવતનો સિજદો પણ મકરૂહ છે.

૨ **મસઅલો**—ફજરની નમાઝ પઢવા પછી જ્યાં સુધી સૂર્ય નીકળી ઊંચે ચઢે નહીં નફલ નમાઝ પઢવી મકરૂહ છે. હા, સૂર્ય નીકળવા પહેલાં કજા નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને સિજદો તિલાવતનો પણ દુરૂસ્ત છે. અને જ્યારે સૂરજ નીકળે તો જ્યાં સુધી જરા રોશની નહીં આવે કજા નમાઝ પણ દુરૂસ્ત નથી. એવીજ રીતે અસરની નમાઝ પઢયા પછી નફલ નમાઝ પઢવી જાએજ નથી. હા, કજા તથા સિજદાની આયતનો સિજદો કરવો દુરૂસ્ત છે. પણ જો તડકો ફીકો પડી જાય તો આ પણ દુરૂસ્ત નથી.

૩ મસઅલો—ફજરની વખતે સૂર્યના નીકળવાના ડરથી જલદી માટે માત્ર ફરજ પઢી તો જ્યાં સુધી સૂર્ય ઉંચો અને રોશન નહીં થાય ત્યાં સુધી સુન્નત પઢે નહીં. જ્યારે જરા રોશની આવે ત્યારે સુન્નત વગેરે જે નમાઝ ચાહે પઢે.

૪ મસઅલો—જ્યારે સવાર થાય અને ફજરનો વખત આવે તો બે રકઅત સુન્નત અને બે રકઅત ફરજ વગર બીજી કોઇ નફલ પઢવી દુરૂસ્ત નથી. એટલે મકરૂહ છે. હા, કજા નમાઝો પઢવી અને સિજદાની આયત ઉપર સિજદો કરવો દુરૂસ્ત છે.

૫ મસઅલો—જો ફજરની નમાઝ પઢતાં સૂર્ય નીકળી આવ્યો તો નમાઝ થઈ નહીં. સૂર્યમાં રોશની આવે તે પછી કજા પઢે. અને જો અસરની નમાઝ પઢતાં સૂર્ય ડુબે, તો નમાઝ થઇ ગઇ, કજા પઢે નહીં.

૬ મસઅલો—ઇશાની નમાઝ પઢવા પહેલાં ઉંઘવું મકરૂહ છે. નમાઝ પઢીને સુવું જોઇએ. પણ કોઇ બીમારીથી અથવા સફરથી ઘણો થાકો હારો હોય અને કોઇને કહે કે નમાઝની વખતે મને જગાડવું તો સુઇ રહેવું દુરૂસ્ત છે.

## નમાઝની શરતોનું વર્ણન

૧ મસઅલો—નમાઝ શરૂ કરવા પહેલાં કેટલીક ચીજો વાજેબ છે. જો વોજુ નહીં હોય તો વોજુ કરે. નહાવાની જરૂરત હોય તો ગોસલ કરે. બદન અથવા કપડા ઉપર કંઈ નજાસત લાગી હોય તો તેને પાક કરે જે જગ્યા પર નમાઝ પઢતી હોય તે પણ પાક થવી જોઇએ. માત્ર મોં, બંને હથેલી અને બંને પગ વગર માથાથી પગ સુધી સઘળું બદન સારી રીતે ઢાંકે* કિબલા તરફ મોં કરે. જે નમાઝ પઢવાનો વિચાર હોય તેની નૈયત એટલે દિલથી ઇરાદો કરે. વખત થયા પછી નમાઝ પઢે. આ સઘળી વસ્તુ નમાઝને માટે શરત છે. જો એમાંની એક વસ્તુ પણ રહી જશે તો નમાઝ થશે નહીં.

૨ મસઅલો—બારીક મલમલ અથવા બુક જાલી વગેરેની ઘણી બારીક ઓઢણી ઓઢીને નમાઝ પઢવી દુરૂસ્ત નથી.

૩ મસઅલો—જો નમાઝ પઢતાં પિન્ડલીની અથવા રાનની અથવા હાથની ચોથાઇ (ચતુર્થાંશ) ખુલી જાય અને એટલી વાર ખુલી રહે જેટલી વારમાં ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહી શકે તો નમાઝ જતી રહે છે. ફરીથી પઢે. અને જો એટલીવાર નહીં લાગી પણ ખુલતાંજ ઢાંકયાં તો નમાઝ થઇ ગઇ. એવીજ રીતે જેટલા બદનનું ઢાંકવું વાજેબ છે તેમાંથી જ્યારે ચોથાઇ અવ્યવ (આજો) ખુલી જશે તો નમાઝ થશે નહીં. જેમકે એક કાનની કે માથાની કે વાળની કે પેટની કે પીઠની કે ગરદનની કે છાતીની કે સીના વગેરેની ચોથાઇ ખુલી જવાથી નમાઝ થશે નહીં.

૪ મસઅલો—જો છોકરી હજુ જુવાન થઇ નથી જો તેની ઓઢની સરી ગઇ અને તેનું માથું ખુલી ગયું તો તેની નમાઝ થશે.

૫ મસઅલો—જો કપડાં અથવા બદન ઉપર કંઈ નજાસત લાગી છે પણ પાણી કેવી મળતું નથી તો તેવીજ રીતે નજાસતની સાથે નમાઝ પઢે.

૬ મસઅલો—જો સઘળું કપડું નાપાક હોય અથવા પૂરૂં કપડું તો નાપાક નથી પણ ઘણુંજ ઓછું પાક છે એટલે એક ચોથાઈથી ઓછું પાક હોય અને બાકીનું સઘળું નાપાક છે તો એવા વખતમાં પણ એ કપડાને પહેરીને નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને જો કપડું ઉતારી નાગી થઇને નમાઝ પઢે તો એ દુરૂસ્ત છે. પણ નાગી થઇને નમાઝ પઢવા કરતાં એ નાપાક કપડામાં નમાઝ પઢવી બેહતર છે. અને જો ચોથાઇ કપડું અથવા ચોથાઇથી

* આ માત્ર સ્ત્રીઓનો હુકમ છે. અને પુરૂષોને માત્ર ડુંટીની નીચેથી તે ઘુંટણ સુદ્ધાં ઢાંકવું ફરજ છે. એ વગર બીજું બદન ખુલ્લું રહેશે તો નમાઝ થઇ જશે પણ વગર જરૂરતે એવું કરવું મકરૂહ છે. કર્તા.

વધુ પાક હોય તો નાગી થઇને નમાઝ પઢવી દુરૂસ્ત નથી. તેજ નાપાક કપડાને પહેરીને નમાઝ પઢવી વાજેબ છે.

૭ મસઅલો—જો કોઈની પાસે તદન કપડું હોયજ નહીં તો નાગી નમાઝ પઢે. પણ એવી જગ્યામાં કે કોઇ જોઇ શકે નહીં. અને ઉભી રહીને નહીં, પણ બેસીને પઢે. અને રોકુ સિજદાને ઇશારાથી કરે. અને જો ઉભા ઉભા પઢે અને રોકુ સિજદો અદા કરે તો પણ દુરૂસ્ત છે, નમાઝ થઇ જશે. પણ બેસીને પઢવી ઘણું સારૂં છે.

૮ મસઅલો—સફરમાં કોઇની પાસે થોડું પાણી છે કે જો તેથી નજાસત ધુવે છે તો વોજુને માટે કાંઇ બચતું નથી. અને જો વોજુ કરે તો નજાસત પાક કરવા માટે પાણી બચશે નહીં તો તે પાણીથી નજાસત ધુવે ફરી વોજુને બદલે તયમ્મોમ કરે.

૯ મસઅલો—જોહરની નમાઝ પઢી પણ જ્યારે પઢી ચુકી ત્યારે જણાયું કે જે વેળા નમાઝ પઢતી હતી તે વેળા જોહરનો વખત રહ્યો નહોતો પણ અસરનો વખત આવ્યો હતો. તો હવે ફરીથી કજા પઢવી વાજેબ નથી. પણ જે નમાઝ પઢી છે તેજ કજામાં આવી જશે. અને એમ સમજીશું કે જાણે કજા પઢી છે.

૧૦ મસઅલો—અને જો વખત આવ્યા પહેલાંજ નમાઝ પઢી તો નમાઝ થઇ નથી.

## નૈયત કરવાનું વર્ણન

૧ મસઅલો—જીભથી નૈયત કરવી અગત્યનું નથી, પણ દિલમા આટલું વિચારે કે હુ આજની જોહરની ફરજ નમાઝ પઢું છું અને જો સુંનત પઢતી હોય તો આ વિચાર કરે કે જોહરની સુંનત પઢું છું. માત્ર આટલોજ વિચાર કરી અલ્લાહો અકબર કહીને હાથ બાંધે તો નમાઝ થઇ જશે. લોકોમાં જે લાંબી ચોડી નૈયત પ્રખ્યાત છે તેનું કહેવું અગત્યનું નથી

૨ મસઅલો—જો જબાનથી નૈયત કહેવા ચાહે તો આટલું કહેવું બસ છે. "નૈયત કરૂં છું. આજના જોહેરના ફરજની અલ્લાહો અકબર" અથવા "નૈયત કરૂં છું જોહરની સુન્નતોની અલ્લાહો અકબર" અને ચાર રકઅત નમાઝ, વખત જોહરનો મોં મારૂં કાબા શરીફના તરફ, આ સર્વ કહેવાની જરૂરત નથી; જોઇએ કહે જોઇએ નહીં કહે.

૩ મસઅલો—જો દિલમાં તો આજ વિચાર છે કે હુ જોહરની નમાઝ પઢું છું. પણ જીભથી જોહરની જગ્યા અસરનો વખત નીકળી ગયો તોપણ નમાઝ થઇ જશે.

૪ મસઅલો—જો ભૂલથી ચાર રકઅતની જગ્યા ૭ રકઅત અથવા ત્રણ રકઅત જબાનથી નીકળી તોપણ નમાઝ થઇ જશે.

૫ મસઅલો—જો અનેક નમાજો કજા થઇ ગઇ છે અને કજા પઢવાનો વિચાર કર્યો તો વખતને મુકર્રર કરી (ઠેરવી)ને નૈયત કરે. એટલે એવી નૈયત કરે કે હુ ફજરની ફરજ પઢું છું. જો જોહરની કજા પઢવી હોય તો એમ નૈયત કરે કે જોહરની ફરજની કજા પઢું છું. એવીજ રીતે જે વખતની કઝા પઢવી હોય ખાસ તેની નૈયત કરવી જોઇએ. જો માત્ર આટલી નૈયત કરી કે હુ કઝા પઢું છું અને તે ખાસ વખતની નૈયત કીધી નથી તો કજા સહી થશે નહીં ફરી પઢવી પડશે.

૬ મસઅલો—જો કેટલાક દિવસની નમાજો કજા થઇ તો દિવસ તારીખ પણ મુકર્રર કરીને નૈયત કરવી જોઇએ દાખલા તરીકે કોઇની સનિશ્ચર ઇતવાર સોમવાર અને મંગલવાર ચાર દિવસની નમાઝો જતી રહી તો હવે માત્ર આટલી નૈયત કરવી કે હું ફજરની કજા પઢું છું, દુરૂસ્ત થશે નહીં. પણ આવી રીતે નૈયત કરે કે સનિશ્ચરની ફજરની કજા પઢું છું ફરી જોહર પઢતી વેળા કહે, શનિશ્ચરના જોહરની કજા પઢું છું. એવીજ રીતે કહેતી રહે. જ્યારે શનિશ્ચરની સઘળી નમાઝો કજા કરી રહે તો કહે ઇતવારના ફજરની કજા

પઢું છું. એવીજ રીતે સર્વે નમાઝો પઢે. જો કેટલાક મહિનાની અથવા કંઇ વર્ષની નમાઝો કજા હોય તો મહિનો અને વર્ષનું પણ નામ લીએ અને કહે કે ફલાણા વર્ષના ફલાણા મહિનાની ફલાણી તારીખની ફજરની નમાઝની કજા પઢું છું. એવી રીતે નૈયત કર્યા વગર કઝા દુરૂસ્ત થતી નથી.

૭ **મસઅલો**—જો કોઇને દિવસ તારીખ મહીનો વર્ષ કાંઇ યાદ નહી હોય તો આવી રીતે નૈયત કરે કે, ફજરની જેટલી નમાઝો મારે માથે કજા છે તેમાંથી જે સર્વથી પેહેલી છે તેની કજા પઢું છું. અથવા જોહરની જેટલી નમાઝો મારે માથે કજા છે તેમાં જે સર્વથી પ્રથમ છે તેની કજા પઢું છું. એવીજ રીતે નૈયત કરીને બરાબર કજા પઢતી રહે. જ્યારે દીલ સાક્ષી પુરે કે હવે જેટલી નમાઝો જતી રહી હતી તે સઘળી કજા હું પઢી ચુકી છું; તો કજા પઢવી છોડે.

૮ **મસઅલો**—સુન્નત, નફલ અને તરાવીહની નમાઝોમાં માત્ર આટલી નૈયત કરવી બસ છે કે હું નમાઝ પઢું છું. સુન્નત થવાની અને નફલ થવાની કંઇ નૈયત નહીં કરે તો પણ દુરૂસ્ત છે.

## કિબલા તરફ મોં કરવાનું વર્ણન.

૧ **મસઅલો**—જો કોઇ એવી જગ્યા હોય કે કિબલો જણાતો નથી કે કયાં છે અને ત્યાં કોઇ એવો માણસ નથી કે તેથી પૂછી શકે, તો પોતાના દિલમાં સોચે. જ્યાં દિલ ગવાહી આપે તે તરફ પઢે. જો વગર સોચે પઢશે તો, નમાઝ થશે નહીં. એટલુંજ નહીં પણ જો પછી જણાઇ પણ જાય કે ઠીક કિબલાનીજ તરફ નમાઝ પઢી હતી, તોએ નમાઝ થતી નથી. અને જો ત્યાં આદમી તો મોજુદ છે પણ પરદો અને શરમને લીધે પુછ્યું નહીં એવીજ રીતે નમાઝ પઢી તોપણ નમાઝ નહીં થઇ, એવા વખતમાં એવી લાજ કરવી નહીં જોઇએ પણ પુછીને નમાઝ પઢે.

૨ **મસઅલો**—જો કોઇ બતલાવનાર નહીં મળ્યું અને દિલની ગવાહી ઉપર નમાઝ પઢી. ફરી જણાયું કે જે તરફ નમાઝ પઢી હતી તે તરફ કિબલો નથી તોપણ નમાઝ થઇ ગઇ.

૩ **મસઅલો**—જો બીજી તરફ મોં કરીને નમાઝ પઢતી હતી, ફરી નમાઝમાંજ જણાયું કે કિબલો એ તરફ નથી પણ ફલાણી તરફ છે. તો નમાઝમાંજ કિબલાની તરફ ફરી જાય. જાણ થવા પછી હવે જો કિબલાની તરફ નહીં ફરશે તો નમાઝ થશે નહીં.

૪ **મસઅલો**—જો કોઇ કાબા શરીફની અંદર નમાઝ પઢે તો એ પણ દુરૂસ્ત છે. અને તેની અંદર નમાઝ પઢનારીને અખત્યાર છે જે તરફ ચાહે મોં કરીને નમાઝ પઢે.

૫ **મસઅલો**—કાબા શરીફની અંદર ફરજ નમાઝ પણ દુરૂસ્ત છે.

## ફરજ નમાઝ પઢવાની રીતનું વર્ણન.

નમાઝની નૈયત કરીને **અલ્લાહો અકબર** કહે[1] અને **અલ્લાહો અકબર** કહેતી વેળા પોતાના બંને હાથ ખાંધા સુધી ઉપાડે[2] પણ હાથોને ઓઢણીથી બહાર કાઢે નહીં. ફરી છાતી ઉપર બાંધે.[3] અને જમણા હાથની હથેળી ડાબા હાથની હથેલીની પીઠ ઉપર રાખે.[4] અને આ દોઆ પઢે **સુબ્હાનકલ્લાહુ હુમ્મ વ બેહમ્દેક વ તબારકસ્મોક વ તઆલા જદ્દોક વલા એલાહ ગૈરોક**[5] ફરી **અઊઝો**

---

૧ અર્થ—અલ્લાહ સર્વથી મોટો છે.

૨ અને પુરૂષો કાનની લવ (ચાપવો) સુધી ઉપાડે.

૩ અને પુરૂષો ડુંટીની નીચે હાથ બાંધે.

૪ અને પુરૂષ જમણા હાથથી ડાબા હાથનો પોંચો પકડે.

૫ અર્થ—તારી સ્તુતીની સાથે ઓ અલ્લાહ તારી પાકી બયાન કરૂં છું અને તારૂં નામ ઘણી ખુબીનું છે અને તારી અજમત (મોટાઇ) ઉંચી છે અને તારા વગર કોઇ પૂજ્ય નથી. ગુ. મો.

બિલ્લાહ (પુરી)[1] અને બિસ્મિલ્લાહ (પુરી)[2] પઢીને અલહમ્દો પઢે અને વ લદ્દાલીન પછી આમીન[3] કહે. ફરી બિસ્મિલ્લાહ પઢીને કોઇ સૂરા પઢે. ફરી અલ્લાહો અકબર કહીને રોકુમાં જાય અને સુબ્હાન રબ્બિયલ અઝીમ[4] ત્રણ વાર અથવા પાંચ વાર અથવા સાત વાર કહે. અને રોકુમાં બંને હાથની આંગળિઓ મેળવી ઘુંટણ ઉપર રાખે[5] અને બંને બાજુ પાસળાથી સારી રીતે મેળવેલા રાખે[6] અને બંને પગની ઘુંટીઓ તદન મળતી રાખે. ફરી સમેઅલ્લાહો લેમન હમેદહ[7] કહેતી માથાને ઉપાડે. જ્યારે સારી રીતે સીધી ઉભી થાય તો ફરી અલ્લાહો અકબર કહેતી સિજદામાં જાય. જમીન ઉપર પ્રથમ ઘુંટણો મૂકે ફરી કાનોની બરાબર હાથોને રાખે. અને આંગળિઓ ખૂબ મેળવેલી રાખે ફરી બંને હાથોની વચમાં માથું રાખે. અને સિજદાની વખત માથું તથા નાક બંને જમીન ઉપર મૂકે. અને હાથ તથા પગની આંગળિઓ કિબલા તરફ કરે. અને ઘણીજ સકડાય ને નીચો સિજદો કરે[8] કે પેટ બંને રાનોથી અને બાંયો બંને પાંસળીઓથી મેળવે અને બંને કોહણી જમીન ઉપર મૂકે[9] અને સિજદામાં ઓછામાં ઓછી ત્રણ વાર સુબ્હાન રબ્બિયલ આલા[1] કહે. ફરી અલ્લાહો અકબર કહેતી ઉઠે અને સારી રીતે બેસી જાય ત્યારે બીજો સિજદો અલ્લાહો અકબર કહીને કરે. અને ઓછામાં ઓછી ત્રણ વાર સુબ્હાન રબ્બિયલ આલા કહે. અને અલ્લાહો અકબર કહેતી ઉભી થાય. અને જમીન ઉપર હાથ ટેકીને ઉઠે નહીં. ફરી બિસ્મિલ્લાહ કહીને અલહમ્દો અને સૂરા પઢીને બીજી રકઅત તેવીજ તરેહ પૂરી કરે. જ્યારે બીજો સિજદો કરી રહે તો ડાબા ઢગરા ઉપર બેસે અને પોતાના બંને પગ જમણી તરફ કાઢે[2] અને હાથ પોતાની જાંગ ઉપર રાખે અને આંગળિયો ઘણી મેળવેલી રાખે. ફરી પઢે અત્તહીયાતો લિલ્લાહે વસ્સલવાતો વત્તયેબાતો અસ્સલામો અલૈક એૈયોહન નબીયો વ રહમતુલ્લાહે વ બરકાતોહુ અસ્સલામો અલૈના વ અલા ઈબાદિ-લ્લાહિ સ્સાલેહીન અશહદો અલ્લાએલાહ ઈલ્લ-લ્લાહો વ અશહદો અન્ન મોહમ્મદં અબ્દોહુ વ રસૂલોહુ[3] અને જ્યારે કલમો પઢવા લાગે તો વચલી આંગળી અંગુઠા સાથે લગાડી ગોલાકાર કરે ને કલેમાની આંગળી ઉપાડે. અને સલામ ફેરવવા સુધી એવીજ રીતે ઉઠાવી રાખે. જો ચાર રકઅત પઢવી હોય તો એથી વધુ

૧ અર્થ-બચાવ લઉ છું અલ્લાહ (ના નામ) ની સાથે ધુતકારેલ શૈતાનથી. ગુ્ા. મો.

૨ અર્થ-ઘણો મેહેરબાન રહમકર્તા અલ્લાહના નામથી ગુા. મો.

૩ અર્થ-એમજ થાઓ.

૪ પવિત્રાઇ છે મારા પરવરદિગાર મોટાને.

૫ અને પુરૂષ બંને ઘુંટણ પકડે અને આંગળિઓ ખુલી રાખે

૬ અને પુરૂષ બાજુને પાસળીથી જુદો રાખે.

૭ અર્થ-જેણે અલ્લાહની હમ્દ કરી તેની વાત તેણે સાંભળી (કબુલ કરી) ગુા. મો.

૮ અને પુરૂષ સારી રીતે ખુલીને સિજદો કરે. અને પેટને રાનથી અને બાંયોને પાંસળીથી જુદાં રાખે.

૯ અને પુરૂષ જમીન ઉપર મુકે નહીં.

૧ અર્થ—પાકી છે મારા પરવરદિગાર ઉંચી પદવીવાળાને ગુા. મો.

૨ અને પુરૂષ પોતાનો જમણો પગ ઉભો રાખે અને ડાબા પગ ઉપર બેસે.

૩ અર્થ-સર્વ બંદગી ઝબાનની અલ્લાહ માટે છે અને સર્વ બંદગી બદનની તથા સર્વ બંદગી પવિત્ર માલની [અલ્લાહ માટે છે] સલામ તારા પર થાઓ એ નબી અને અલ્લાહની રહમત તથા તેની બરકત (થાઓ) સલામ અમારા પર તથા સર્વ સારા અલ્લાહના બંદાઓપર થાઓ. હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી. અને હું સાક્ષી આપુ છું કે મોહમ્મદ તેનો બંદો છે અને તેનો રસૂલ છે. ગુા. મો.

પઢે નહીં. પણ તરત **અલ્લાહો અકબર** કહીને ઊભી થાય અને બે રકઅત બીજી પઢે. અને ફરજમાં પાછલી બ રકઅતોમાં અલ હમ્દોની સાથે બીજી કોઈ સૂરા મેળવે નહીં. જ્યારે ચોથી રકઅત ઉપર બેસે તો અત્તહીયાત પઢીને આ દોરૂદ પઢે. **અલ્લાહુમ્મ સલ્લે અલા મોહમ્મદિંવ વ અલા આલે મોહમ્મદીન કમા સલ્લૈત અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ અલ્લાહુમ્મ બારેક અલા મોહમ્મદિંવ વ અલા આલે મોહમ્મદીન કમાબારકત અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.**[1] ફરી આ દોઆ પઢે. **રબ્બના આતેના ફિદ્દુન્યા હસનતંવ વ ફિલ આખેરતે હસનતંવ વ કેના અઝાબન નાર**[2] અથવા આ દોઆ પઢે. **અલ્લાહુમ-ગફેરલી વ લે વાલેદૈય વ લે જમીઇલ મુમેનીન વલ મુમેનાતે વલ મુસલેમીન વલ મુસલેમાતે અલ અહયાએ મિન્હુમ વલ અમવાત**[3] અથવા કુરઆન હદીસમાં આવેલી બીજી કોઇ દોઆ પઢે. ફરી પોતાની જમણી તરફ સલામ ફેરવે અને કહે **અસ્સલામો અલેકુમ વ રહમતુલ્લાહ** ફરી એજ શબ્દો કહી ડાબી તરફ સલામ ફેરવે.

અને સલામ ફેરતી વેળા ફિરશ્તા ઉપર સલામ કરવાની નૈયત કરે. આ નમાઝ પઢવાનો તરીકો છે. પણ એમાંની કેટલીક ચીજો ફરજ છે કે જો તેમાંથી એક વાત પણ રહી જશે તો નમાઝ થશે નહીં. ફરી જાણી બુજીને છોડી હોય અથવા ભૂલથી છોડી હોય બંનેનો સરખો હુકમ છે. અને કેટલીક ચીજો વાજેબ છે કે તેમાંથી જો કોઇ વસ્તુ જાણી બુજીને છોડે તો નમાઝ નકામી અને ખરાબ થાય છે. અને ફરીથી પઢવી પડે છે. જો કોઇ ફરીથી નહીં પઢશે તો ખૈર, તોએ માથેથી ફરજ ઉતરી જશે પણ ઘણો ગુનોહ થશે. અને જો ભૂલથી રહી જશે તો સહેનો સિજદો કરી લેવાથી નમાઝ થઇ જશે. અને કેટલીક ચીજો સુંનત છે અને કેટલીક મુસ્તહબ છે.

૧ **મસઅલો**—નમાઝમાં ૭ ચીજો ફરજ છે (૧) નૈયત બાંધતી વેળા અલ્લાહો અકબર (તકબીરે તહરીમા) કહેવી. (૨) ઉભુ રહેવું (૩) કુરઆનમાંથી કોઇ સૂરા અથવા આયત પઢવી (૪) રોકુ કરવો (૫) બંને સિજદા કરવા (૬) નમાઝની છેવટમાં જેટલી વારમાં અત્તહીયાત પઢાય છે તેટલી વાર બેસવું.

૨ **મસઅલો**—આ ચીજો નમાઝમાં વાજેબ છે. (૧) અલહમ્દો પઢવી (૨) તેની સાથે સૂરા મેળવવી (૩) દરેક ફરજને પોતાના મોકા ઉપર અદા કરવું એટલે પેહેલાં ઉભા રહીને અલહમ્દો પઢવી ફરી સૂરા મેળવવી, ફરી રોકુ કરવો, ફરી સિજદો કરવો. (૪) બે રકઅત ઉપર બેસવું (પેહેલો કાયદો કરવો) (૫) બંને બેઠકોમાં અત્તહીયાત પઢવી. (૬) વિત્રની નમાઝમાં દોઆ કોનૂત પઢવી (૭) અસ્સલામો અલૈકુમ વ રહમતુલ્લાહ કહીને સલામ ફેરવવી (૮) દરેક વસ્તુને ચેહેન અને ધીરજથી અદા કરવી, ઘણી જલદી કરવી નહીં.

૩ **મસઅલો**—આ વાતો વગર જેટલી બીજી વાતો છે તે સઘળી સુનંત છે પણ કેટલીક તેમાંની મુસ્તહબ છે.

---

૧ અર્થ—ઓ અલ્લાહ તું ખાસ રહમત મોહમ્મદ પર તથા મોહમ્મદની આલ ઉપર મોકલ જેવી કે તેં ખાસ રહમત ઇબરાહીમ પર તથા ઇબરાહીમની આલાપર મોકલી છે. ખચીત તું સ્તુત્ય બુઝુરગી વાળો છે. ઓ અલ્લાહ તું બરકત આપ મોહમ્મદને તથા મોહમ્મદની આલને જેવી કે તેં બરકત આપી ઇબરાહીમને તથા ઇબરાહીમની આલને બેશક તું સ્તુતિપાત્ર બુજરગી વાળો છે.ગુ.મો.

૨ અર્થ—ઓ અમારા પરવરદિગાર તું અમને દુન્યામાં ભલું આપ અને આખેરતમાં ભલું આપ અને અગ્નિના અઝાબથી બચાવ ગુ. મો.

૩ ઓ અલ્લાહ તું મારી બખશીશ કર અને મારા માબાપની અને તમામ ઇમાનવાળા પુરૂષો અને સ્ત્રીઓની અને ઇસ્લામવાળા પુરૂષોની સ્ત્રીઓની તેઓમાંના જીવતાંઓની અને મરેલાંઓની ગુ. મો.

૪ મસઅલો—જો કોઇ નમાઝમાં અલ્હમ્દો નહીં પઢે પણ કોઇ બીજી આયત અથવા બીજી કોઇ પૂરી સૂરા પઢે અથવા માત્ર અલ્હમ્દો પઢે તેની સાથે કોઇ સુરા કે કોઇ આયત મેળવે નહીં, અથવા બે રકઅત પઢીને બેસે નહીં અને અત્તહીયાત પઢ્યા વગર ત્રીજી રકઅત માટે ઉભી થઇ જાય. અથવા બેઠી તો ખરી પણ અત્તહીયાત પઢી નહીં. તો આ સઘળી સુરતોમાં માથાથી ફરજ ઉતરી જશે. પણ નમાઝ તદન નકામી અને ખરાબ થઇ છે ફરીથી પઢવી વાજેબ છે. ફરીથી નહીં પઢશે તો મોટો ગુનોહ થશે હા, જો ભૂલથી એવું કર્યું હશે તો સહોનો સિજ્દો કરવાથી નમાઝ દુરસ્ત થશે.

૫ મસઅલો—જો અસ્સલામો અલૈકુમ વ રહમતુલ્લાહ કહ્યા વગર સલામ ફેરવી એટલુંજ નહીં પણ જ્યારે સલામ ફેરવવાનો વખત આવ્યો તો કોઇ સાથે વાત કરી અથવા કંઇ બોલી પડી અથવા ઉઠી કેથે ચાલતી થઈ અથવા એવું કાંઇ કામ કર્યું જેથી નમાઝ તુટી જાય છે તો તેનો પણ આજ હુકમ છે કે ફરજ તો માથેથી ઉતરી જશે, પણ નમાઝ ફરીથી પઢવી વાજેબ છે. જો ફરીથી નહીં પઢશે તો મોટો ગુનોહ થશે.

૬ મસઅલો—જો પ્રથમ સૂરા પઢી અને ફરી અલ્હમ્દો પઢી ત્યારે પણ નમાઝ દોહરવવી પડશે. અને ભૂલથી એમ કર્યું હશે તો સહોનો સિજ્દો કરે.

૭ મસઅલો—અલહમ્દો પછી ઓછામાં ઓછી ત્રણ આયતો પઢવી જોઇએ. જો એકજ આયત અથવા બે આયતો અલહમ્દો પછી પઢે તો જો તે એક આયત એટલી મોટી હોય કે નાની નાની ત્રણ આયતોની બરાબર થાય ત્યારે પણ દુરસ્ત છે.

૮ મસઅલો—જો કોઇ રોકુથી ઉભી થઇને સમેઅલ્લાહો લેમન હમેદહ નહી કહે, અથવા રોકુમાં સુબ્હાન રબ્બિયલ અઝીમ નહીં પઢે, અથવા સિજદામાં સુબ્હાન રબ્બિયલ આલા નહીં પઢે, અથવા છેલ્લા કાયેદો (બેઠક) માં અત્તહીયાત પછી દોરૂદ શરીફ નહીં પઢે, તોપણ નમાઝ થઈ ગઈ પણ સુંનતને વિરૂદ્ધ છે. એવીજ રીતે જો દોરૂદ શરીફ પછી કોઇ દોઆ નહીં પઢે માત્ર દોરૂદ પઢીને સલામ ફેરવી ત્યારે પણ નમાઝ દુરસ્ત છે પણ સુંનતની વિરૂદ્ધ છે.

૯ મસઅલો—નૈયત બાંધતી વેળા હાથો ઉપાડવા સુનંત છે. જો કોઇ નહીં ઉઠાવે તોપણ નમાઝ દુરસ્ત છે.

૧૦ મસઅલો—દરેક રકઅતમાં બિસ્મિલ્લાહ પઢીને અલહમ્દો પઢે. અને જ્યારે સૂરત મેળવે ત્યારે પણ સૂરતથી પેહેલાં બિસ્મિલ્લાહ પઢે. એજ બેહતર છે.

૧૧ મસઅલો—સિજદાની વખતે જો નાક અને માથું બને જમીન ઉપર નહીં મૂકયાં પણ માત્ર માથું જમીન ઉપર ટેક્યું અને નાક નહીં મૂકયું તોપણ નમાઝ દુરસ્ત છે. પણ જો માથું નહીં ટેકયું માત્ર નાકજ જમીન ઉપર મૂકયું તો નમાઝ થઇ નથી. હા, જો કંઈ લાચારી હોય તો માત્ર નાક ટેકવું પણ દુરસ્ત છે.

૧૨ મસઅલો—જો રોકુ પછી સારી રીતે ઉભી નહીં રહી પણ જરા માથું ઉપાડીને સિજદામાં ચાલી ગઇ તો નમાઝ ફરીથી પઢે.

૧૩ મસઅલો—જો બને સિજદાની વચ્ચે સારી રીતે નહીં બેઠી જરા સરખું માથું ઉઠાવીને બીજો સિજ્દો કર્યો, તો જો જરા સરખું માથું ઉપાડયું છે તો એકજ સિજ્દો થયો. બે સિજદા અદા થયા નહીં, અને નમાઝ તદન થઇ નહીં. અને જો એટલી ઉઠી છે કે બેસવાને લગભગ થઇ છે તો ઠીક છે નમાઝ માથેથી તો ઉતરી પણ ઘણીજ નકામી અને ખરાબ થઇ. માટે ફરીથી પઢવી જોઇએ નહીં તો મોટો ગુનોહ થશે.

૧૪ **મસઅલો** —જો પરાળ ઉપર કે રૂ ભરેલી કોઇ વસ્તુ પર સિજ્દો કરે તો માથાને સારી રીતે દાબીને સિજ્દો કરે. એટલું દાબે કે તેથી વધું દબાવી શકાય નહીં. જો ઉપર ઉપર જરા ઇશારાથી માથું મૂક્યું દબાવ્યું નહીં તો સિજ્દો થયો નથી.

૧૫ **મસઅલો**—ફરજ નમાઝમાં પાછલી બે રકઅતોમાં અલ્હમ્દો સાથે કોઇ સુરત પણ પઢી તો નમાઝમાં જરાએ નુકસાન નથી નમાઝ તદન સહી છે.

૧૬ **મસઅલો**—જો પાછલી બે રકઅતોમાં અલ્હમ્દો નહીં પઢી પણ ત્રણવાર સુબ્હાનલ્લાહ સુબ્હાનલ્લાહ કર્યું તોપણ દુરસ્ત છે પણ અલ્હમ્દો પઢવી બેહતર છે. અને જો કંઇ નહીં પઢે છાની ઉભી રહે તોએ કંઇ દોષ નથી નમાઝ દુરસ્ત છે.

૧૭ **મસઅલો**—પ્રથમની બે રકઅતોમાં અલ્હમ્દોની સાથે સુરત મેળવવી વાજેબ છે. જો કોઇ પ્રથમની રકઅતોમાં માત્ર અલ્હમ્દો પઢે સુરત મેળવે નહીં. અથવા અલ્હમ્દો પણ નહીં પઢી સુબ્હાનલ્લાહ સુબ્હાનલ્લાહ પઢતી રહી. તો હવે પાછલી રકઅતોમાં અલ્હમ્દોની સાથે સુરત મેળવવી જોઇએ હવે જો જાણીબુજીને એવું કર્યું છે તો નમાઝ ફરીથી પઢે. અને જો ભૂલથી એમ કર્યું છે તો સહોનો સિજ્દો કરે.

૧૮ **મસઅલો**—નમાઝમાં અલ્હમ્દોની સુરત વગેરે સઘળી ચીજો આહિસ્તા અને ધીમેથી પઢે૧ પણ એવી રીતે પઢવું જોઇએ કે ખુદ પોતાના કાનમાં જરૂર આવાજ આવે. જો આપસની આવાઝ પોતાના કાનમાં પણ નહીં સંભળાશે તો નમાઝ થશે નહી.૨

૧૯ **મસઅલો**—કોઇ નમાઝ માટે કોઈ સૂરા મોકર્રર કરે નહીં, પણ જે મનમાં આવે પઢયા કરે. સૂરત મોકર્રર કરી લેવી મકરૂહ છે.

૨૦ **મસઅલો**—બીજી રકઅતમાં પ્રથમની રકઅત કરતાં વધારે લાંબી સુરા પઢે નહીં.

૨૧ **મસઅલો**—સઘળી સ્ત્રીઓ પોતપોતાની નમાઝ જુદી જુદી પઢે જમાઅતથી પઢે નહીં. અને જમાઅત માટે મસજીદમાં જવું અને ત્યાં જઇ મરદો સાથે પઢવું નહીં જોઇએ. જો કોઇ સ્ત્રી પોતાના ખાવિન્દ વગેરે કોઇ મહરિમની સાથે જમાઅત કરીને નમાઝ પઢે તો તેના મસઅલા કોઇથી પૂછી લીએ. જો કે એવો બનાવ ઘણોજ ઓછો થાય છે માટે અમે બયાન કર્યા નથી. હા, આટલી વાત યાદ રાખે કે જો કદી એ બનાવ બને તો કોઇ પુરૂષની બરાબર ઉભી રહે નહીં પણ તદન પાછળ રહે. નહીં તો તેણીની નમાઝ પણ ખરાબ અને તે પુરૂષની નમાઝ પણ બરબાદ

૨૨ **મસઅલો**—જો નમાઝ પઢતાં વોઝુ તુટે તો વોઝુ કરીને ફરીથી નમાઝ પઢે. ૩

૨૩ **મસઅલો**—મુસ્તહબ આ છે જ્યારે ઉભી રહે તો પોતાની નજર સિજ્દાની જગ્યા પર રાખે, અને જ્યારે રૂકુમાં જાય તો પગ ઉપર નિગાહ રાખે. અને જ્યારે સિજ્દો કરે તો નાક ઉપર અને સલામ ફેરવતી વેળા ખાંધા ઉપર નજર રાખે. અને જ્યારે બગાસું આવે તો મોં સારી રીતે બંધ કરે. જો કોઇ રીતે નહીં રોકાય તો હાથવની હથેળીની ઉપરની બાજુથી મોં ઢાંકે. અને જ્યારે ખખરી થાય તો બને ત્યાં સુધી ખાંસીને રોકે અને દાબે.

---

૧ અને પુરૂષ પણ જોહર, અસરમાં આહિસ્તા પઢે. અને ફજર, મગરેબ, અને ઇશામાં જો ઇમામ હોય તો જોરથી પઢે. અને જો એકલો હોય તો તેને અખત્યાર છે ચાહે તેમ પઢે. કર્તા

૨ કેટલાકો નમાઝમાં મોં બંધ રાખી પઢે છે એ દિલમાં પઢવાથી નમાઝ થતી નથી. ગુ. મો.

૩ વોઝુ કર્યા પછી પ્રથમ પઢેલી રકઅતો ગણત્રીમાં લઇ બાકીની નમાઝ પઢવાને બીના કહે છે એ મસઅલાની શરતો ઘણી બારીક છે તથા તેમા ઇખતેલાફ છે માટે તે મસઅલા લખ્યા નથી. કર્તા

## કુરઆને મજીદ પઢવાનું વર્ણન.

૧ મસઅલો—કુરઆન શરીફને સહી સહી પઢવું વાજેબ છે. દરેક અક્ષરને ઠીક ઠીક પઢે. હમઝા અને એનમાં જે ફેર છે એવીજ રીતે મોટી હે અને હ માં અને જાલ, ઝે, જોય અને દુવાદમાં અને સીન, સોવાદ, સેમાં ઠીક રીતે કાઢીને પઢે. એક અક્ષરની જગ્યા બીજા અક્ષરને પઢે નહીં.

૨ મસઅલો—જો કોઇથી કોઇ અક્ષર નહીં નીકળતો હોય જેમકે હેની જગ્યા હ પઢે છે અથવા એન નીકળતો નથી અથવા સે, સીન સોવાદ સર્વને સીન પઢે છે તો સહી પઢવા ( ખરા ઉચ્ચાર ) ની કોશીષ કરવી લાજેમ છે. જો સહી પઢવાની મહેનત નહીં કરશે તો ગુનેહગાર થશે. અને તેણીની કોઇ નમાઝ સહી થશે નહીં. હા, જો મહેનત કરવા છતાં એ પણ ઠીક થાય નહીં તો લાચારી છે.

૩ મસઅલો—જો એન હે વગેરે સઘળા અક્ષરનો ઉચ્ચાર નીકળે તો છે પણ એવી બેપરવાઇથી પઢે છે કે હેની જગ્યા હ અને એનની જગ્યા હમઝ: હમેશાં પઢતી રહે છે કંઈ ખ્યાલ કરીને પઢતી નથી. તોપણ ગુનેહગાર છે અને નમાઝ સહી થતી નથી.

૪ મસઅલો—જે સૂરત પ્રથમ રકઅતમાં પઢી છે તેજ સૂરત બીજી રકઅતમાં પઢી- તોપણ કાંઇ હરજ નથી. પણ વગર જરૂરતે એવું કરવું બેહતર નથી.

૫ મસઅલો—જેવી રીતે કુરઆન મજીદમાં આગળ પાછળ સૂરતો લખાઈ છે નમાઝમાં એવીજ રીતે પઢવી જોઇએ, જેમકે અમ્માના સીપારામાં લખેલી છે તેવી રીતે નમાઝમાં પઢે નહીં, એટલે જ્યારે પહેલી રકઅતમાં કોઇ સૂરા પઢે તો હવે બીજી રકઅતમાં તેના પછીની સૂરત પઢે. તેના પહેલાંની પઢે નહીં. જેમકે કોઇએ પ્રથમ રકઅતમાં કુલ યા એયોહલ કાફેરૂન પઢી તો હવે ઈજાજાઅ અથવા કુલહોવલ્લાહ અથવા કુલ અઉઝો બે રબ્બિલ ફલક અથવા કુલ અઉઝો બે રબ્બિન નાસ પઢે. પણ અલમ તર અને લેઇલાફ વગેરે તેના ઉપરની સૂરતો પઢે નહીં. એવી રીતે પઢવી મકરૂહ છે. પણ જો ભૂલથી એવી રીતે પઢાઈ જાય તો મકરૂહ નથી.

૬ મસઅલો—જ્યારે કોઈ સૂરત શરૂ કરે તો વગર જરૂરતે તેને છોડી બીજી સૂરત શરૂ કરવી મકરૂહ છે.

૭ મસઅલો—જેને નમાઝ બીલકુલ આવડતી નહીં હોય અથવા નવી મુસલમાન થઇ હોય તો સર્વ જગ્યા સુબ્હાનલ્લાહ સુબ્હાનલ્લાહ વગેરે પઢતી રહે. તો ફરજ અદા થઇ જશે પણ નમાઝ બરાબર શીખતી રહે. જો નમાઝ શીખવામાં કસર કરશે તો વગી ગુનેહગાર થશે.

## નમાઝ તોડનારી વસ્તુઓનું વર્ણન.

૧ મસઅલો—જાણી બુજીને અથવા ભૂલથી નમાઝમાં બોલી પડી તો તે નમાઝ જતી રહી.

૨ મસઅલો—નમાઝમાં આહ અથવા ઉહ અથવા ઉફ અથવા હાય કહે અથવા જોરથી રડે તો નમાઝ જતી રહે છે. હા, જો જન્નત અથવા દોઝખને યાદ કરવાથી હૈયું ભરાઇ આવ્યું અને જોરથી અવાજ નીકળી પડયો તો નમાઝ તુટી નથી.

૩ મસઅલા—વગર જરૂરતે ખંખારવાથી અને ગળુ સાફ કરવાથી જેમાં એકાદ અક્ષર પણ ઉત્પન્ન થાય તેમાં નમાઝ તુટી જાય છે. હા, લાચારી અને નાછુટકે ખંખારવું દુરસ્ત છે. અને નમાઝ જતી નથી.

૪ મસઅલો—નમાઝમાં છીંક આવી તે ઉપર અલહમદોલિલ્લાહ કહ્યું તો નમાઝ ગઇ નથી. પણ કહેવું જોઇએ નહીં. અને જો કોઇ બીજાને છીંક આવી અને તેણે તેને

નમાઝમાંજ યરહમોક લ્લાહ કહ્યું તો નમાઝ જતી રહી.

૫ મસઅલો—કુરઆન શરીફમાં જોઈ જોઈને પઢવાથી નમાઝ તુટે છે.

૬ મસઅલો—નમાઝમાં એટલી ફરી ગઇ કે સીનો કિબ્લા તરફથી ફરી ગયો તો નમાઝ તુટી ગઇ.

૭ મસઅલો—કોઇની સલામનો જવાબ આપ્યો અને વઅલેકુમુસ્સલામ કહ્યું તો નમાઝ જતી રહી.

૮ મસઅલો—નમાઝમાં ચોટલો કે અંબોડો વાળ્યો તો નમાઝ જતી રહી.

૯ મસઅલો—નમાઝમાં કોઇ વસ્તુ ખાધી અથવા કંઇ પીધું તો નમાઝ જતી રહી. તે એટલાં સુધી કે જો તલ અથવા દોહરા ઉપાડીને ખાધો તો પણ નમાઝ તુટી જશે. હા, જો દોહરા વગેરે કોઈ વસ્તુ દાંતોમાં ભરાયલી હતી તેને ગળી ગઈ તો જો તે ચણાથી ઓછી હોય તો નમાજ થઇ ગઇ, પણ જો ચણા બરાબર અથવા વધારે હોય તો નમાજ તુટી ગઇ.

૧૦ મસઅલો—મોંમાં પાન દાબેલું છે અને તેનું થુંક ગળામાં જાય છે તો નમાઝ નહીં થઇ.

૧૧ મસઅલો—કોઇ મીઠી વસ્તુ ખાધી ફરી કોગળો કરી નમાઝ પઢવા લાગી પણ મોંમાં તેની મઝા હજુ રહેલી છે અને થુંકની સાથે ગળામાં ઉતરે છે તો નમાઝ સહી છે.

૧૨ મસઅલો—નમાઝમાં કંઇ ખુશ ખબરી સાંભળી અને તે પર અલહમ્દો લિલ્લાહ કહ્યું અથવા કોઇની મોતની ખબર સાંભળી તે પર ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એ-લૈહે રાજેઉન પઢયું તો નમાઝ જતી રહી.

૧૩ મસઅલો—કોઇ છોકરો વગેરે પડી ગયો તેના પડતાં બિસ્મિલાહ કહી તો નમાઝ જતી રહી.

૧૪ મસઅલો—નમાઝમાં હતી અને બચ્ચાએ આવીને દૂધ પીધું તો નમાઝ જતી રહી હા, જો દૂધ નહિ નીકળ્યું તો નમાઝ નહીં ગઇ.

૧૫ મસઅલો—અલ્લાહો અકબર કહેતી વખતે અલ્લાહના અલેફને વધારીને આલ્લાહો અક-બર કહ્યું અથવા અલ્લાહો આકબર કહ્યું અથવા આલ્લાહો આકબર કહ્યું તો નમાઝ જતી રહી. એવીજ રીતે જો અકબરની બેને વધારીને પઢી અને અલ્લાહો અકબાર કહ્યું તો પણ નમાઝ જતી રહી.

૧૬ મસઅલો—કોઇ કાગળ ઉપર અથવા કિતાબ ઉપર નજર પડી અને તેને પોતાની ઝબાનથી નહીં પઢયું પણ દિલમાં ને દિલમાં મતલબ સમજી ગઇ તો નમાઝ તુટી નહીં, હા. જો ઝબાનથી વાંચશે તો નમાઝ જતી રહેશે.

૧૭ મસઅલો—નમાઝીની સામેથી કોઇ ચાલ્યો જાય અથવા કુતરૂં, બીલાડું, બકરૂં વગેરે કોઇ જાનવર નીકળી જાય તો નમાઝ તુટી નથી પણ સામેથી જનાર માણસને મોટો ગુનોહ થશે. માટે એવી જગ્યા નમાઝ પઢવી જોઇએ જ્યાં આગળથી કોઈ નીકળે નહીં; અને ફરવા ચાલવામાં લોકોને તકલીફ થાય નહીં. જો એવી અલગ જગ્યા નહીં હોય તો પોતાની સામે કોઇ લાકડી ગાડે. જે ઓછામાં ઓછી એક હાથ લાંબી અને એક આંગળ જાડી હોય. અને તે લાકડીની પાસે ઉભી રહે અને તેને ઠીક નાકની સામે રાખે નહીં પણ ડાબી અથવા જમણી આંખની સામે રાખે. જો કોઇ લાકડી નહીં ગાડે તો એટલી ઉંચી કોઇ બીજી વસ્તુ સામે રાખે જેમકે મુંઢો તો હવે આગળથી જવું દુરૂસ્ત છે. કંઇ ગુનોહ થશે નહીં.

૧૮ મસઅલો—કોઇ જરૂરતને માટે જો કિબ્લા તરફ એકઆધ ડગલું આગળ વધી અથવા પાછળ હટી અને કિબ્લા તરફથી મોં

ફર્યું નથી તો નમાઝ દુરૂસ્ત થઈ. પણ ચાલતાં સિજદાની જગ્યાથી આગળ વધી તો નમાઝ થશે નહીં.

## જે વસ્તુ નમાઝમાં મકરૂહ તથા મનાઈ છે તેનું વર્ણન.

૧ મસઅલો—જે વસ્તુથી નમાઝ તુટતી નથી પણ સવાબ ઓછો થાય છે અને ગુનાહ થાય છે તે મકરૂહ છે.

૨ મસઅલો—પોતાના કપડાંથી અથવા બદનથી અથવા ઘરેણાંથી ખેલ કરવો (રમવું) કાંકરીઓને હટાવવી મકરૂહ છે. હા, જો કાંકરીઓને લીધે સિજદો કરી શકે નહીં તો એક બે વાર હાથથી બરાબર કરવી અને હટાવવી દુરૂસ્ત છે.

૩ મસઅલો—નમાઝમાં આંગળીઓના ટચકા ફોડવા અને કુલ્લાં ઉપર હાથ રાખવા અને જમણે ડાબે મોં ફેરવીને જોવું આ સર્વ મકરૂહ છે. હા જો આંખની કોણુતી કંઇ જુવે અને ગરદન ફેરવે નહીં તો તેવું મકરૂહ તો નથી પણ એવું કરવું પણ સારૂં નથી.

૪ મસઅલો—નમાઝમાં બંને પગ ઉભા રાખીને બેસવું અથવા પલાંઠી વાળીને બેસવું અથવા કુતરાની તરેહ બેસવું આ સર્વ મકરૂહ છે. હા, જો કોઈ દુખીયારી બીમારીને લીધે જેવી રીતે બેસવાનો હુકમ છે તેવી રીતે બેસી શકે નહીં તો જેવી રીતે બેસી શકે તેવી રીતે બેસે એ વખત કંઇ મકરૂહ નથી.

૫ મસઅલો—સલામના જવાબમાં હાથ ઉપાડવો અને હાથથી સલામનો જવાબ વાળવો મકરૂહ છે, પણ જો જુબાનથી જવાબ આપ્યો તો નમાઝ તુટી ગઈ જેમકે ઉપર બયાન થઇ ગયું.

૬ મસઅલો—નમાઝમાં અહીં તહીંથી પોતાના કપડાને સમેટવું, સંભાળવું કે માટી લાગે નહીં એ મકરૂહ છે.

૭ મસઅલો—જે જગ્યા ડર હોય કે નમાઝમાં કોઈ હસાવશે અથવા ચીત બરાબર નહીં લાગશે અને નમાઝમાં ભૂલ ચુક પડશે એવી જગ્યા નમાઝ પઢવી મકરૂહ છે.

૮ મસઅલો—જો કોઇ આગળ બેઠેલી વાતો કરે છે અથવા બીજા કોઇ કામમાં લાગેલી છે તેની પાછળ તેની પીઠ તરફ મોં કરીને નમાઝ પઢવી મકરૂહ નથી. પણ જો બેસનારીને એથી તકલીફ થતી હોય અને તે (નમાઝ પઢનારીની આગળ) રોકાઈ રહેવાથી ગભરાતી હોય તો એવી હાલતમાં કોઇની પાછળ નમાઝ નહીં પઢે. અથવા તે એટલી જોર જોરથી વાતો કરતી હોય કે નમાઝમાં ભૂલ પડવાનો ડર હોય તો ત્યાં નમાઝ નહીં પઢવી જોઇએ મકરૂહ છે. અને કોઇના મોંની તરફ મોં કરીને નમાઝ પઢવી મકરૂહ છે.

૯ મસઅલો—જો નમાઝ પઢનારીની સામે કુરઆન શરીફ અથવા તલવાર લટકતી હોય તો એની કશી હરકત નથી.

૧૦ મસઅલો—જે બીછાના ઉપર સુરતો બની હોય તે પર નમાઝ થઇ જાય છે પણ તસવીર ઉપર સિજદો કરે નહીં. અને તસવીરદાર જાનમાઝ રાખવી મકરૂહ છે અને તસવીરનું ઘરમાં રાખવું મોટો ગુનાહ છે.

૧૧ મસઅલો—જો તસવીર માથાની ઉપર હોય એટલે ચંદરવા (છત)માં અથવા ચંનીમાં તસવીર બનેલી હોય અથવા આગળની તરફમાં હોય અથવા જમણી કે ડાબી બાજુમાં હોય તો નમાઝ મકરૂહ છે. અને જો પગની નીચે હોય તો મકરૂહ નથી. પણ જો ઘણીજ નાની તસવીર હોય કે જો જમીન ઉપર મુકેલી હોય તો ઉભા રહેનારને દેખાય નહીં અથવા પૂરી તસવીર નહીં હોય પણ માથું કપાએલું હોય તો એની કશી હરકત નથી. એવી તસવીરથી કોઈ પણ રીતે નમાઝ મકરૂહ થતી નથી. ફરી તે ગમે તે તરફ હોય.

૧૨ મસઅલો—તસવીરવાળું કપડું પેહેરીને નમાઝ પઢવી મકરૂહ છે.

૧૩ **મસઅલો**—ઝાડ અથવા મકાન વગેરે કોઈ બેજાન વસ્તુનો નકશો બનેલો હોય તો તે મકરૂહ નથી.

૧૪ **મસઅલો**—નમાઝની અંદર આયતોનું અથવા કોઇ બીજી વસ્તુનું આંગળિઓ ઉપર ગણવું મકરૂહ છે. હા, જો આંગળિઓને દબાવીને ગણતરી રાખે તો કશો દોષ નથી.

૧૫ **મસઅલો**—બીજી રકઅતને પહેલી રકઅત કરતાં વધારે લંબાવવી મકરૂહ છે.

૧૬ **મસઅલો**—કોઇ નમાઝમાં કોઇ સુરા નિમવી (મુકરર કરવી) એટલે હમેશ તેજ પઢયા કરે કોઇ બીજી સુરા કદી પઢે નહી એમ કરવું મકરૂહ છે.

૧૭ **મસઅલો**—ખાંધે રૂમાલ નાખીને નમાઝ પઢવી મકરૂહ છે.

૧૮ **મસઅલો**—ઘણાંજ ખરાબ મેલાં કુચેલાં કપડાં જેને પહેરીને મોહોલ્લામાં જવાથી શરમાતી હોય અને જતી નહીં હોય એવાં કપડાં પેહેરીને નમાઝ પઢવી મકરૂહ છે.

૧૯ **મસઅલો**—પૈસો કોડી વગેરે કોઇ ચીજ મોંમાં રાખી નમાઝ પઢવી મકરૂહ છે.' અને જો એવી ચીજ હોય કે નમાઝમાં કુરઆન શરીફ વગેરે પઢી શકતી નથી તો નમાઝ થઇ નથી. તુટી ગઇ.

૨૦ **મસઅલો**—જ્યારે પેશાબ પાખાનું જોરથી લાગ્યું હોય એવી હાલતમાં નમાઝ પઢવી મકરૂહ છે.

૨૧ **મસઅલો**—જ્યારે ઘણી ભૂખ લાગી હોય અને ખાણું તૈયાર હોય તો પ્રથમ ખાણું ખાય ફરી નમાઝ પઢે. વગર ખાણું ખાધે નમાઝ પઢવી મકરૂહ છે. હા, જો વખત તંગ થવા લાગે તો પ્રથમ નમાઝ પઢે.

૨૨ **મસઅલો**—આંખો બંધ કરીને નમાઝ પઢવી ઠીક નથી. પણ જો આંખો બંધ કરવાથી નમાઝમાં દિલ ઘણું લાગે તો બંધ કરીને પઢવામાં કશો દોષ નથી.

૨૩ **મસઅલો**—વગર જરૂરતે નમાઝમાં થુંકવું નાક સાફ કરવી મકરૂહ છે. અને જો જરૂર પડે તો દુરૂસ્ત છે. જેમકે કોઇને ખાંસી થઇ અને મોંમાં બલગમ આવ્યો તો પોતાની ડાબી બાજુ થુંકે અથવા કપડામાં લઇને મશળી નાખે. અને જમણી તરફ તથા કિબલા તરફ થુંકે નહીં.

૨૪ **મસઅલો**—નમાઝમાં માકડે કરડયું તો તેને પકડીને છોડી દે. નમાઝ પઢવામાં મારવું સારૂં નથી. અને જો માકડે હજુ કરડયું નથી તો તેને પકડે નહીં. વગર કરડે પકડવું પણ મકરૂહ છે.

૨૫ **મસઅલો**—ફરજ નમાઝમાં વગર જરૂરતે દીવાર વગેરે કોઇ ચીજનો ટેકો લઇ ઉભા રહેવું મકરૂહ છે.

૨૬ **મસઅલો**—હજુ સુરત પૂરી નહીં થઇ એએક શબ્દો રહી ગયા હતા કે જલ્દી કરી રોકુમાં ચાલી ગઇ અને સુરતને રોકુમાં જઇને પૂરી કરી તો નમાઝ મકરૂહ થઇ.

૨૭ **મસઅલો**—જો સિજદાની જગ્યા પગથી ઊંચી હોય જેમકે કોઇ ઉમરા ઉપર સિજદો કરે તો જુવો તે કેટલો ઊંચો છે. જો એક વેંતથી વધુ ઊંચો છે તો નમાઝ દુરૂસ્ત નથી. અને જો એક વેંત અથવા એથી ઓછો છે તો નમાઝ દુરૂસ્ત છે. પણ વગર જરૂરતે એવું કરવું મકરૂહ છે.

## જે કારણોથી નમાઝ તોડવી દુરૂસ્ત છે તેનું વર્ણન.

૧ **મસઅલો**—નમાઝ પઢતામાં આગગાડી ચાલવા લાગી અને તેપર પોતાનો સામાન મૂકેલો છે અથવા બાળકો સ્વાર છે તો નમાઝ તોડી બેસવું દુરૂસ્ત છે.

૨ **મસઅલો**—આગળ સાપ આવ્યો તો તેની બીકથી નમાઝ તોડવી દુરૂસ્ત છે.

૩ **મસઅલો**—રાતના મરગી બાંધી નહીં અને બીલાડી તેની પાસે આવી તો તેની બીકથી નમાઝ તોડવી દુરૂસ્ત છે.

૪ **મસઅલો**—નમાઝમાં કોઇએ જોડા ઉપાડયા. અને જો નમાઝ નહીં તોડશે તો

લઇને નાસી જશે એવા ડર છે તો એ માટે નૈમ્નત તોડવી દુરૂસ્ત છે.

૫ **મસઅલો**—આ નમાઝમાં છે અને હાલ્લું ઉભરાવા લાગ્યું, જેમાં ત્રણ ચાર આનાનો માલ છે તો નમાઝ તોડી તેને સંભાળવું દુરૂસ્ત છે. મતલબ કે જ્યારે એવી વસ્તુના ગુમ થવાનો કે ખરાબ થવાનો ડર હોય કે જેની કીંમત ત્રણ ચાર આના હોય તેની સંભાળ માટે નમાઝ તોડવી દુરૂસ્ત છે.

૬ **મસઅલો**—જે નમાઝમાં પેશાબ પાખાનું જોર કરે તો નમાઝ તોડે અને ફરાગત થઇને ફરી પઢે.

૭ **મસઅલો**—કોઇ આંધળું જઇ રહ્યું છે અને આગળ કુવો છે અને તેમાં પડવાનો ડર છે તો તેને બચાવવાને માટે નમાઝ તોડવી ફરજ છે. જો નમાઝ નહીં તોડી અને તે પડીને મરી જશે તો ગુનેહગાર થશે.

૮ **મસઅલો**—કોઇ બાળક વગેરેના કપડામાં આગ લાગી અને તે બળવા લાગ્યુ તો તેને માટે પણ નમાઝ તોડવી ફરજ છે.

૯ **મસઅલો**—માબાપ દાદો દાદી નાનો નાની કોઇ મુસીબતને માટે પુકારે તો ફરજ નમાઝ તોડવી વાજેબ છે. જેમકે કોઇનાં માબાપ વગેરે બીમાર છે અને પાખાના વગેરે કોઇ જરૂરત માટે ગયું અને આવતાં અથવા જતાં પગ સરકયો અને પડી ગયું તો નમાઝ તોડી તેને ઉપાડે. પણ જો બીજુ કોઇ ઉપાડનાર હોય તો વગર જરૂરતે નમાઝ તોડે નહીં.

૧૦ **મસઅલો**—અને જો હજુ પડયું નથી પણ પડવાનો ડર છે અને તેણે એને બુમ પાડી તો પણ નમાઝ તોડે.

૧૧ **મસઅલો**—અને જો એવી જરૂરત માટે બુમ પાડી નથી એમજ પુકાર કરી છે તો ફરજ નમાઝ તોડવી દુરૂસ્ત નથી.

૧૨ **મસઅલો**—અને જો નફલ કે સુનંત પઢતી હોય અને માબાપ દાદો દાદી નાનો નાની બુમ પાડે અને તેઓને આ જણાયું નહીં હોય કે ફલાણી નમાઝ પઢે છે તો એવ[1] વખતમાં પણ નમાઝ તોડીને તેઓની વાતનો જવાબ આપવો વાજેબ છે. જોઇએ કોઇ મુસીબતથી પુકારે અથવા વગર જરૂરતે પુકારે બનેનો એકજ હુકમ છે જો નમાઝ તોડી નહીં બોલશે તો ગુનોહ થશે. અને જો તેઓ જાણે છે કે નમાઝ પઢે છે છતાં પુકારે તો નમાઝ તોડે નહીં. પણ કોઇ જરૂરતથી પુકારે અને તેઓને તકલીફ થવાનો ડર હોય તો નમાઝ તોડે.

## વિત્ર નમાઝનું વર્ણન.

૧ **મસઅલો**—વિત્રની નમાઝ વાજેબ છે. અને વાજેબનો દરજ્જો લગભગ ફરજનો છે. છોડવાથી મોટો ગુનોહ થાય છે. જો કદી રહી જાય તો જ્યારે વખત મળે તરત તેની કઝા પઢવી જોઇએ.

**મસઅલો**—વિત્રની ત્રણ રકઅત છે. બે રકઅત પઢીને બેસે. અને અત્તહીયાત પઢે. અને દોરૂદ તદન પઢે નહીં. એટલુંજ નહીં પણ અત્તહીયાત પઢયા પછી તુરત ઉભી થાય. અને અલહમ્દો તથા સુરા પઢી અલ્લાહો અકબર કહે અને ખભા સુધી ૧ હાથ ઉપાડે અને ફરી બાંધે ફરી દોઆ કોનૂત પઢીને રોકુ કરે. અને ત્રીજી રકઅત ઉપર બેસીને અત્તહીયાત દોરૂદ શરીફ અને દોઆ પઢે અને સલામ ફેરવે.

૩ **મસઅલો**—દોઆ કોનૂત આ છે. **અલ્લાહુમ્મ ઇન્ના નસતઇનોક વ નસતગફેરોક વ નોઅમેનો બેક વ નતવક્કલો અલૈક વ નુસની અલૈકલ ખેર વ નશકોરોક વ લા નકફોરોક વ નખલઓવ નતરોકો મય યફજોરોક અલ્લાહુમ્મ ઇયાક નઅબોદો વ લક નોસલ્લી વ નસજોદો વ અલૈક નસઆ વ નહફેદો વ નરજુ તહમતક વ નખ્શા અઝાબક ઇન્ન**

[1] અને પુરૂષો કાનના ચાપવા સુધી ઉપાડે. કર્તા.

અજાબક બિલ કુફ્ફારે મુલહેક.[1]

૪ **મસઅલો**—વિત્રની ત્રણે રકઅતોમાં અલહમ્દો સાથે સૂરત મેળવવી જોઇએ, જેમકે હમણા બયાન થયું છે.

૫ **મસઅલો**—જો ત્રીજી રકઅતમાં દોઆ કોનૂત પઢવી ભૂલી ગઈ અને જ્યારે રોકુમાં ગઇ ત્યારે યાદ આવી તો હવે દોઆ કોનૂત પઢે નહીં. પણ નમાઝ પૂરી થયા પછી સહોનો સિજદો કરે. અને જો રોકુ છોડીને ઉભી થશે અને દોઆ કોનૂત પઢશે તો પણ ખેર, નમાઝ થઇ ગઈ. પણ એવું નજ કરવું. જોઇએ. અને સહોનો સિજદો કરવો એ સુરતમાં પણ વાજેબ છે.

૬ **મસઅલો**—જો ભૂલથી પહેલી કે બીજી રકઅતમાં દોઆ કોનૂત પઢી તો એની કશી ગણુત્રી નથી. ત્રીજી રકઅતમાં ફરી પઢવી જોઇએ અને સહોનો સિજદો પણ કરવો પડશે.

૭ **મસઅલો**—જેને દોઆ કોનૂત યાદ નહીં હોય તે આ દોઆ પઢયા કરે, **રબ્બના આતેના ફિદ્ દુન્યા હસનતંવ વ ફિલ આખેરતે હસનતંવ વ કેના અઝાબન નાર** અથવા ત્રણવાર આ કહે. **અલ્લાહુમ્મ-ગ્ફેરલી**[2] અથવા ત્રણ વાર **યા રબ્બે યા** રબ્બે યા રબ્બે કહ્યા કરે તો નમાઝ થઈ જશે.

## સુન્નત અને નફલ નમાઝોનું વર્ણન.

૧ **મસઅલો**—ફજરની વખત ફરજથી પહેલાં બે રકઅત તમાઝ સુન્નત છે. હદીસમાં એની ઘણી તાકીદ આવેલી છે. કદી એને છોડે નહીં. જો કોઈ દિવસે વાર લાગી ગોય અને નમાઝનો વખત તદન આખર થયો હોય તો લાચારીને વખતે માત્ર બે રકઅત ફરજ પઢે. પણ જયારે સુર્ય નીકળે અને ઉંચે ચઢે તો સુંનતની બે રકઅત કઝા પઢી લીએ.

૨ **મસઅલો**—જોહરની વખત પ્રથમ ચાર રકઅત સુંનત પઢે. ફરી ચાર રકઅત ફરજ ફરી બે રકઅત સુંનત જોહરના વખતની આ ૭ રકઅત પણ જરૂરી છે. એના પઢવાની પણ ઘણી તાકીદ છે. વગર કારણે છોડવાથી ગુનોહ થાય છે,

૩ **મસઅલો**—અસરની વખત પ્રથમ ચાર રકઅત સુન્નત પઢે. ફરી ચાર રકઅત ફરજ પઢે. પણ અસરના વખતની સુન્નતોની તાકીદ નથી. જો કોઇ નહીં પઢે તોપણ કંઈ ગુનોહ થતો નથી. અને જે પઢે તેને ઘણો સવાબ મળે છે.

૪ **મસઅલો**—મગરેબની વખત પ્રથમ ત્રણ રકઅત ફરજ પઢે. ફરી બે રકઅત સુન્નત પઢે, આ સુન્નતો પણ અગત્યની છે. નહીં પઢવાથી ગુનહો થશે.

૫ **મસઅલો**—ઇશાની વખત બેહતર અને મુસ્તહબ છે કે પ્રથમ ચાર રકઅત સુંનત પઢે ફરી ચાર રકઅત ફરજ ફરી ચાર રકઅત સુંનત પઢે. આ હિસાબથી ઇશાની આઠ રકઅત સુંનત થઈ. અને જો કોઈ આટલી રકઅત નહિ પઢે તો પ્રથમ ચાર રકઅત ફરજ પઢે. ફરી બે રકઅત સુન્નત પઢે ફરી વિત્ર પઢે. ઈશા પછી આ બે રકઅત પઢવી જરૂરની છે, નહીં પઢશે તો ગુનોહ થશે.

---

૧ અર્થ—એ અલ્લાહ અમો તારાથી મદદ માગીએ છીએ. અને તારાથી બખસીશ માગીએ છીએ અને તારાપર ઇમાન લાવીએ છીએ. અને તારાપર ભરોસો રાખીએ છીએ, અને તારી ભલી તારીફ (પ્રશંસા) કરીએ છીએ, અને તારો ઉપકાર માનીએ છીએ, અને તારા અઉપકારી અમો થતા નથી અને જે તારી નાફરમાની કરે તેથી અમો દૂર થઇએ છીએ છોડીએ છીએ, એ અલ્લાહ અમો તારીજ બંદગી કરીએ છીએ ! અને તારેજ માટે નમાઝ અને સિજદો કરીએ છીએ, અને તારીજ તરફ દોડીએ છીએ, અને સેવામાં હાજર છીએ. અને તારી રહમતની આશા કરીએ છીએ અને તારા અઝાબથી ડરીએ છીએ. બેશક તારો અઝાબ કાફેરોને લાગનાર છે. ગુ. મો.

૨ અર્થ—એ અલ્લાહ તું મને બખશ. ગુ. મો.

૬ **મસઅલો**—રમજાન મહિનામાં તરાવીહની નમાઝ પણ સુન્નત છે. [૧] એની ઘણી તાકીદ આવી છે. એને પણ છોડવી અને નહીં પઢવી ગુનોહ છે. સ્રીઓ તરાવીહની નમાઝને ઘણે ભાગે છોડે છે. એવું કદી નહીં જોઇએ. એશાની ફરજ અને સુન્નતો પછી વીસ રકઅત તરાવીહ પઢે. જોઇએ બે બે રકઅતની નૈયત બાંધે જોઈએ ચાર ચાર રકઅતની. જ્યારે વીસે રકઅતો પઢી રહે ત્યારે વિત્ર પઢે.

**ફાયદો**—જે સુન્નતોનું પઢવું જરૂર છે તે સુન્નત મોઅક્કદા કહેવાય છે. અને રાત દિવસમાં એવી સુન્નતો બાર છે. બે ફરજની, ચાર જોહરથી પેહલાં બે જોહર પછી, બે મગરેબ પછી, બે ઇશા પછી, અને રમજાનમાં તરાવીહ અને કેટલાક આલેમો તહજ્જોદને પણ મોઅક્કદા ગણી છે.

૭ **મસઅલો**—આટલી નમાઝો તો શરીઅત તરફથી મુકર્રર છે. જો એથી વધુ પઢવાનો કોઇનો જીવ ચાહે તો જેટલો જીવ ચાહે પઢે અને જે વખત ચાહે પઢે. માત્ર આટલો ખીયાલ રાખે કે જે વખતોમાં નમાઝ પઢવી મકરૂહ છે તે વખત પઢે નહીં. ફરજ અને સુન્નત વગર જે કંઈ પડશે તો તેને નફલ કહે છે. જેટલી નફલ વધુ પઢવાની તેટલોજ સવાબ વધુ મળવાનો. એની કોઇ હદ નથી. કેટલાક ખોદાના બંદા એવા પણ છે કે આખી રાત નફલો પઢયા કરે છે અને તદ્દન સુતા નથી.

## તહીયતુલ વોજુ, ઇશરાક, ચાશત, અવ્વાબીન, તહજ્જોદ, અને સલાતુત તસબીહનું વર્ણન.

૧ **મસઅલો**—કેટલીક નફલોનો સવાબ ઘણો હોય છે માટે બીજી નફલોથી એનું પઢવું ઘણું સારૂં છે કે, જરા સરખી મહેનતમાં ઘણો સવાબ મળે છે. અને તે આ છે. તહીયતુલ વોજુ, ઇશરાક, ચાશત, અવ્વાબીન, તહજ્જોદ, અને સલાતુત તસબીહ.

૨ **મસઅલો**—તહીયતુલ વોજુ એને કહે છે કે જ્યારે કદી વોજુ કરે તો વોજુ પછી બે રકઅત નફલ પઢયા કરે. હદીસમાં એની મોટી ફજીલત આવી છે. પણ જે વખત નફલ મકરૂહ છે તે વખત પઢે નહી.

૩ **મસઅલો**—ઇશરાકની નમાઝનો આ તરીકો છે કે, જ્યારે ફજરની નમાઝ પઢી રહે તો મુસલ્લા ઉપરથી ઉઠે નહિ તે જગ્યા બેઠી બેઠી દોરૂદ શરીફ, કલેમો, અથવા બીજો કોઈ વજીફો પઢતી રહે. અને અલ્લાહની યાદમાં લાગેલી રહે. દુન્યાની કોઈ વાતચીત કરે નહીં. અને દુન્યાનું કોઈ કામ કરે નહી. જ્યારે સૂર્ય નીકળે અને ઉંચે ચઢે તો બે રકઅત અથવા ચાર રકઅત પઢે તો એક હજ્જ અને એક ઉમરાનો સવાબ મળે છે. અને જો ફજરની નમાઝ પછી કંઇ દુન્યાના ધંધામાં લાગી ગઈ ફરી સુરજ ઊંચો થવા પછી ઇશરાકની નમાઝ પઢી તો પણ દુરસ્ત છે. પણ સવાબ ઓછો થશે.

૪ **મસઅલો**—ફરી જ્યારે સૂર્ય ઘણો ઉંચો થાય અને તડકામાં તેજી આવે ત્યારે ઓછામાં ઓછી બે રકઅત પઢે. અથવા એથી વધુ પઢે. એટલે ચાર રકઅત અથવા આઠ રકઅત અથવા બાર રકઅત પઢે. એને ચાશત કહે છે એનો પણ ઘણો સવાબ છે.

૫ **મસઅલો**—મગરેબની ફરજ અને સુન્નતો પછી ઓછામાં ઓછી છ રકઅત પઢે અને વધુમાં વધુ વીસ રકઅત પઢે. એને અવ્વાબીન કહે છે.

૬ **મસઅલો**—અડધી રાતના ઉઠીને નમાઝ પઢવાનો મોટો સવાબ છે, એનેજ તહજ્જોદ કહે છે. આ નમાઝ અલ્લાહ તઆલાની નજદીક ઘણી મકબુલ (માનીતી) છે. અને

---

૩ સ્રીઓએ જમાતથી તરાવીહ પઢવી મકરૂહ છે. ગુ. મો.

સર્વેથી વધુ સવાબ એનો મળે છે. તહજ્જો- દની ઓછામાં ઓછી ચાર રકઅત અને વધુમાં વધુ બાર રકઅત છે. નહીં બને તો બે રકઅતજ સહી. જો પાછલી રાતના હિમ્મત નહીં હોય તો ઇશા પછી પઢે. પણ તેનો સવાબ નહીં થશે. એ વગર પણ રાત દિવ- સમાં જેટલી ચાહે નફલ પઢે.

૭ મસઅલો—સલાતુત તસ્બીહ નો સવાબ હદીસ શરીફમાં ઘણો આવ્યો છે. એના પઢવાથી બેહદ સવાબ મળે છે. હજરતે (સલ) પોતાના કાકા હજરત અબ્બાસને આ નમાઝ શીખવી હતી અને ફરમાવ્યું હતું કે, એને પઢ- વાથી તમારા આગલા પાછલા નાના મોટા સઘળા ગુનાહ માફ થશે. અને ફરમાવ્યું હતું કે, જો બની શકે તો દરરોઝ આ નમાઝ પઢયા કર. અને દરરોજ નહીં થઇ શકે તો હફતામાં એક વાર પઢી લો. જો દરેક હફતામા નહીં બની શકે તો દર મહિનામાં પઢી લો. દર મહિનામાં નહીં બની શકે તો દર વર્ષે એક વાર પઢો. જો એ પણ નહીં થઇ શકે તો ઉમરમાં એક વાર પઢી લો. આ નમાઝ પઢ- વાની રીત આ છે કે, ચાર રકઅતની નૈયત બાંધે અને સુબ્હાનક-લ્લાહુમ્મ અને અલહમ્દો અને સૂરત જ્યારે સઘળું પઢી રહે તો રૂકુથી પેહલાં પંદર વાર સુબ્હાનલ્લાહે વલ હમ્દોલિલ્લાહે વલા એલાહ ઇલ્લ- લ્લાહો વલ્લાહો અકબર[1] પઢે ફરી રૂકુમાં જાએ અને સુબ્હાન રબ્બિયલ અઝીમ કહ્યા પછી દશ વાર ફરી તેજ પઢે ફરી રૂકુથી ઉઠે અને સમેઅલ્લાહો લેમન હમે- દહ પછી ફરી દસ વાર પઢે. ફરી સિજ્દામાં જાએ અને સુબ્હાન રબ્બિયલ આલા પછી ફરી દસ વાર પઢે. ફરી સિજ્દાથી ઉઠયા પછી દસ વાર પઢે. તે પછી બીજો સિજ્દો કરે, તેમાં પણ દસ વાર પઢે. ફરી સિજ્દાથી ઉઠીને બેસે અને દસવાર પઢીને બીજી રકઅત માટે ઉભી થાય. એવીજ રીતે બીજી રકઅત પઢે. અને જ્યારે બીજી રકઅતમાં અત્તહીયાત માટે બેસે તો પ્રથમ તેજ દોઆ (સુબ્હાન- લ્લાહે વલ હમ્દો લિલ્લાહે વલાએલાહ ઇલ્લ- લ્લાહો વલ્લાહો અકબર) પઢે. એવીજ રીતે ચાર રકઅતો પઢે.

૮ મસઅલો—આ ચાર રકઅતોમાં જોઇએ તે સુન્નત પઢે, કોઇ સૂરત મુકર્રર નથી.

## ફસલ.

૧ મસઅલો—દિવસના નફલો પઢે તો જોઇએ બે બે રકઅતની નૈયત બાંધે. અને જોઇએ ચાર ચાર રકઅતની નૈયત બાંધે. અને દિવસના ચાર રકઅતથી વધારેની નૈયત કરવી મકરૂહ છે. અને રાતના એકદમ જો ૭ ૭ અથવા આઠ આઠ રકઅતની નૈયત બાંધે તો પણ દુરૂસ્ત છે અને એથી વધારેની નૈયત બાંધવી રાતના પણ મકરૂહ છે.

૨ મસઅલો—જો ચાર રકઅતની નૈયત બાંધે તો જ્યારે બે રકઅત પઢીને બેસે ત્યારે ઇખ્તયાર છે, જોઇએ અત્તહીયાત પછી દોરૂદ શરીફ દોઆ પણ પઢે અને વગર સલામ ફેરવે ઉભી થાય. ફરી ત્રીજી રકઅતમાં સુબ્હા- નક-લ્લાહુમ્મ પઢીને અઉઝો બિસ્મિલ્લાહ કહીને અલ હમ્દો શરૂ કરે. અને જો એ માત્ર અત્તહીયાત પઢીને ઉઠીને ઉભી થાય અને ત્રીજી રકઅતમાં (સુબ્હાનક-લ્લાહુમ્મ) નહીં પઢે બિસ્મિલ્લાહ અને અલહમ્દોથી શરૂ કરે. ફરી ચોથી રકઅત પર બેસી અત્તહીયાત વગેરે સર્વ પઢીને સલામ ફેરવે. અને જો આઠ રકઅતની નૈયત બાંધી છે તો ચોથી રકઅત પર પણ સલામ ફેરવે નહીં. અને એવીજ તરેહ બંને વાનો હમણા પણ દુરૂસ્ત છે. જોઇ- એ અત્તહીયાત દોરૂદ શરીફ અને દોઆ પઢીને ઉઠી ઉભી થાય, અને ફરી સુબ્હાનક-લ્લાહુમ્મ

---

[1] અર્થ-પવિત્રાઇ (સર્વ એબોથી અલ્લાહને માટે છે અને સર્વ સ્તુતિ અલ્લાહને માટે છે અને અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને અલ્લાહ (સર્વથી) મોટો છે ગુ. મો.

પઢે, અને જોઇએ માત્ર અત્તહીયાત પઢીને ઉભી થાય અને બિસ્મિલ્લાહ અલહમ્દોથી શરૂ કરે. અને એવીજ રીતે છઠી રકઅત પર બેસીને પણ જોઇએ અત્તહીયાત દોરૂદ દોઆ પઢીને ઉભી થાય ફરી સુબ્હાનકલ્લાહુમ્મ પઢે, અને જોઇએ અત્તહીયાત પઢીને ઉભી થાય ને બિસ્મિલ્લાહ તથા અલહમ્દોથી શરૂ કરે. અને આઠમી રકઅત ઉપર બેસીને સઘળું પઢીને સલામ ફેરવે એવીજ તરેહ દર બે રકઅત ઉપર આ બંને વાતોનો અખત્યાર છે.

૩ **મસઅલો**—સુંનત અને નફલની સઘળી રકઅતોમાં અલહમ્દો સાથે સૂરત મેળવવી વાજેબ છે. જે જાણી બુજીને સૂરત નહીં મેળવશે તો ગુન્હેગાર થશે. અને જો ભૂલી ગઇ તો સહોનો સિજદો કરવો પડશે. અને સહોના સિજદાનું વર્ણન આગળ આવશે.

૪ **મસઅલો**—નફલ નમાઝની જ્યારે કોઇએ નૈયત બાંધી તો હવે તેનું પૂરૂં કરવું. વાજેબ થઇ ગયું જો તોડશે તો ગુન્હેગાર થશે અને જે નમાઝ તોડી છે તેની કઝા પઢવી પડશે. પણ નફલની દરેક બે રકઅત જુદી જુદી છે. જો ચાર અથવા છ રકઅત ની નૈયત બાંધી તો માત્ર બેજ રકઅત પુરી કરવી વાજેબ છે ચારે રકઅત વાજેબ નથી. તો જો કોઇએ ચાર રકઅત નફલની નૈયત કરી ફરી બે રકઅત પઢીને સલામ ફેરવી તો કાંઇ ગુનોહ નથી

૫ **મસઅલો**—જો કોઇએ ચાર રકઅત નફલની નૈયત કરી અને હજી બે રકઅત પૂરી થઇ નહોતી કે નમાઝ તોડી તો માત્ર બે રકઅતની કઝા કરે.

૬ **મસઅલો**—જો ચાર રકઅતની નઇયત બાંધી અને બે રકઅત પઢી ચુકી ફરી ત્રીજીમાં અથવા ચોથીમાં નૈયત તોડી, તો જો બીજી રકઅત પઢી બેસીને અત્તહીયાત વગેરે પઢયા વગર ભૂલથી ઉભી થઇ ગઇ છે અથવા જાણી બુજીને ઉભી થઇ ગઇ છે તો પૂરી ચાર રકઅતોની કઝા પઢે.

૭ **મસઅલો**—જોહરની ચાર રકઅત સુંનતની નૈયત જો તુટી જાય તો પૂરી ચાર રકઅતો ફરીથી પઢે. જોઇએ બે રકઅત ઉપર બેસીને અત્તહીયાત પઢી હોય અથવા નહીં પઢી હોય.

૮ **મસઅલો**—નફલ નમાઝ બેસીને પઢવી પણ દુરૂસ્ત છે. પણ બેસીને પઢવાથી અર્ધો સવાબ મળે છે.[1] માટે ઉભા થઇને પઢવી બેહતર છે. વિત્ર પછીની નફલો પણ એમાં આવી ગઇ. હા, બીમારીને લીધે ઉભી નહીં રહી શકે તો પૂરો સવાબ મળશે અને ફરજ અને સુનંત જ્યાં સુધી લાચારી નહીં હોય બેસીની પઢવી દુરૂસ્ત નથી.

૯ **મસઅલો**—જો નફલ નમાઝને બેસીને શરૂ કરી ફરી બેઠાં બેઠાં કંઇક પઢીને ઉભી થઇ ગઇ એ પણ દુરૂસ્ત છે.

૧૦ **મસઅલો**—નફલ નમાઝ ઉભા થઇને શરૂ કરી પહેલી રકઅતમાં અથવા બીજી રકઅતમાં બેસી જાય એ પણ દુરૂસ્ત છે.

૧૧ **મસઅલો**—નફલ નમાઝ ઉભા ઉભા પઢી પણ કમજોરી (જોફ)ને લીધે થાકી ગઇ તો કોઇ લાકડી અથવા દીવારનો ટેકો લેવો અને તેના આસરાથી ઉભા રહેવું પણ દુરૂસ્ત છે મકરૂહ નથી.

## ઇસ્તિખારાની નમાઝનું વર્ણન.

૧ **મસઅલો**—જ્યારે કોઇ કામ કરવાનો વિચાર કરે તો અલ્લાહમીયાંથી સલાહ લીએ. એ સલાહને ઇસ્તિખારો કહે છે, હદીસ શરીફમાં એની ઘણી તરગીબ આવી છે. (શોખ અપાયો છે) નબીએ કરીમે (સલ) ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલાથી સલાહ

---

[1] જોહરની બે રકઅત સુનત પછી, મગરેબની બે રકઅત સુનત પછી, ઇશા પછી બે રકઅત નફલને બેસીનેજ પઢવું કેટલાક જરૂરનું જાણે છે એ તેઓની ભૂલ છે. બેસીને પઢવાનો અખત્યાર છે. અને બેસીને પઢવાનો અડધો સવાબ મળશે. ગુા. મો.

નહીં લેવી અને ઇસ્તિખારો નહીં કરવો બદબખતી અને કમનસીબીની વાત છે. કેથે મંગણી (સગાઇ) કરે અથવા વિવાહ કરે, અથવા સફર કરે અથવા બીજું કોઇ કામ કરે તો ઇસ્તિખારો કર્યા વગર કરે નહીં. ઇનશાઅલ્લાહો તઆલા કદી પોતાની કરણી ઉપર પસ્તાવો થશે નહીં.

૨ **મસઅલો**—ઇસ્તિખારાની નમાઝનો આ તરીકો છે કે પ્રથમ બે રકઅત નફલ નમાઝ પઢે. તે પછી સારી રીતે દિલ લગાડી આ દોઆ પઢે. **અલ્લાહુમ્મ ઇન્ની અસ્તખીરોક બે ઇલમેક વ અસ્તકદેરોક બે કુદરતેક વ અસઅલોક મિન ફઝલેકલ અઝીમ ફ ઇન્નક તકદેરો વ લા અકદેરો વ તાઅલમો વ લા આઅલમો વ અન્ત અલ્લામુલ ગેયુબ અલ્લાહુમ્મ ઇન કુન્ત તાલમો ( અન્ન હાઝલ અમર ) ખેરૂલ લી ફી દીની વ મઆશી વ આકેબતે અમરી ફકદેરહો લી વ યસ્સેરહો લી સુમ્મ બારેક લી ફીહે. વ ઇન કુન્ત તાલમો અન્ન (હાઝલ અમર) શર્રૂલ લી ફી દીની વ મઆશી વ આકેબતે અમરી ફસરેફહો અન્ની વ સરેફના અન્હો વકદ્દાર લિયલ ખેર હેસો કાન સુમ્મ રઝ્ઝેની બિહી**[૨] અને

જ્યારે **હાઝલ અમર**[૩] ઉપર પોહોંચે જે શબ્દ કાંઉસમાં લખાયા છે તો તેને પઢતી વેળા જે કામ માટે ઇસ્તિખારો કરવા ચાહે છે તે કામનું ધ્યાન કરે. તે પછી પાક સાફ બીછાણા ઉપર કિબલા તરફ મોં કરીને વોઝુ સાથે સુએ. જ્યારે સુઇને ઉઠે ત્યારે તે વખત જે વાત દિલમાં મજબુતાઇથી આવે તેજ બેહતર છે, તેનેજ કરવું જોઇએ.

૩ **મસઅલો**—જો એક દિવસમાં કંઇ નહીં જણાય અને દિલની ફીકર બેચેની નહીં જાય તો બીજે દિવસ ફરી એવું કરે. એવી રીતે સાત દિવસ સુધી કરે ઇનશા-અલ્લાહો તઆલા જરૂર આ કામની ભલાઇ બુરાઇ જણાઇ જશે.

૪ **મસઅલો**—જો હજ્જ માટે જવું હોય તો આ ઇસ્તિખારો કરે નહીં કે હું જાઉં અથવા નહીં જાઉં. આવો ઇસ્તિખારો કરે કે ફલાણે દિવસે જાઉં અથવા નહીં જાઉં.

## તોબાહની નમાઝનું વર્ણન.

જો કોઇ વાત શરીઅત વિરૂદ્ધ થઇ જાય તો બે રકઅત નફલ પઢીને અલ્લાહ તઆલાની સામે સારી રીતે આજેઝી કરી તે કામથી તોબાહ કરે, અને પોતાના કર્યા પર પશ્ચાતાપ કરે, અને અલ્લાહથી માફી માગે, અને ભવિષ્ય માટે પાકો વિચાર કરે કે હવે હું કદી કરીશ નહીં આથી તે ગુનોહ અલ્લાહના ફઝલથી માફ થઈ જશે.

## કઝા નમાઝોના પઢવાનું વર્ણન.

૧ **મસઅલો**—જેની નમાઝ છુટી ગઇ હોય તેને જ્યારે યાદ આવે કે તરત તેની કઝા પઢે. કોઇ ઉઝર વગર કઝા પઢવામાં વિલમ્બ નાંખવો ગુનોહ છે.[૧] તો જેની નમાઝ

---

[૨] અર્થ—ઓ અલ્લાહ હું તારા જાણવાને લીધે તારી પાસેથી ભલાઇ ચાહું છું. અને તારી શક્તિને લીધે તારાથી ( સારા કામની ) શક્તિ માગું છું. અને તારા મોટા ફઝલને લીધે તારાથી માગણી કરૂં છું. કારણકે ખચીત તું શક્તિવાન છે અને હું શક્તિ રાખતો નથી. અને તું જાણે છે અને હું જાણતો નથી અને તું પોશીદા વસ્તુને સારી રીતે જાણનાર છે. ઓ અલ્લાહ જો તું જાણતો હોય કે આ કામમાં મારે માટે દીનમાં દુન્યામાં અને મારા કામની અનજામમાં બેહતરી છે તો તું તેને મારે માટે ઠેરવ અને તે મને સોહલું કર ફરી તેમાં મને બરકત આપ. અને જો તું જાણતો હોય કે તે મારે માટે દીનમાં દુન્યામાં અને મારા કામની આખરમાં બુરાઇ છે તો તું તેને મારાથી દૂર રાખ અને મને તેનાથી દૂર રાખ અને જ્યાં કેથે મારો લાભ હોય તે મારે માટે ઠેરવ ફરી તેથી તું મને ખુશી રાખ ગુ. મો.

[૩] જેનો અર્થ છે "આ કામમા."

[૧] અહમદાબાદ અને તેના અતરાફમાં કઝા ઉમરી પઢાય છે એની કશી અસલ નથી બે પાયા કામ છે. અને તેને જમાઅતથી પઢવી છેક બુરૂં છે. અને એમ સમજે કે એથી આખી ઉમરની કઝા માથેથી ઉતરી જાય છે એ મોટો અકીદો છે. ઉપર લખ્યા પ્રમાણે કઝા પઢે તોજ કઝા અદા થાય છે. ગુ. મો.

કઝા થઇ હોય અને તેણે તેની કઝા તરત પઢી નહીં હોય બીજા વખત ઉપર અથવા બીજા દિવસ ઉપર ટાલી, કે ફલાણે દિવસે પઢીશ અને તે દિવસથી આગળજ અચાનક મોત આવી ગયું તો બેવડો ગુનેહ થયો. એક નમાઝ કઝા થવાનો બીજો ઝટ કઝા નહીં પઢવાનો.

૨ મસઅલો—જો કોઈની કેટલીક નમાઝો કઝા થઇ તો જ્યાં સુધી બની શકે તે જલદીથી સઘળીની કઝા પઢે. બની શકે તો હિમ્મત કરીને એકજ વખતમાં સઘળીની કઝા પઢે. આ જરૂર જેવું નથી કે જોહરની કઝા જોહર વખત પઢે. અને અસરની કઝા અસર વખત. અને જો ઘણી નમાઝો કેટલાક મહિનાની અથવા કેટલાક વર્ષની કઝા હોય તો તેની કઝામાં પણ બની શકે ત્યાં સુધી જલદી કરે. એક એક વખતે બે બે ચાર ચાર નમાઝો કઝા પઢયા કરે. જો કોઇ લાચારી એ નહીં બને તેમ હોય તો ખેર. એક વખત એકજ નમાઝની કઝા સહી. આ ઘણા ઓછા દરજાની વાત છે.

૩ મસઅલો—કઝા પઢવાનો કોઈ વખત મુકર્રર નથી જે વખત ફુરસત હોય વોજુ કરીને પઢે. હા, આટલો ખીયાલ રાખે કે મકરૂહ વખત હોય નહીં.

૪ મસઅલો—જેની એકજ નમાઝ કઝા થઇ એથી પહેલાં તેની કોઇ નમાઝ કઝા થઇ નહીં હોય અથવા એથી પહેલાં નમાઝો કઝા તો થઇ, પણ સઘળીની કઝા પઢી ચુકી છે. માત્ર આ એકજ નમાઝની કઝા પઢવી રહી ગઇ છે. તો પ્રથમ તેની કઝા પઢે, ત્યારે કોઈ વખતની નમાઝ પઢે. જો કઝા પઢવા વગર કોઇ વખતની નમાઝ પઢી તો વખતની નમાઝ (અદા) દુરૂસ્ત થઇ નથી કઝા પઢીને ફરી અદા પઢે. હા, જો કઝા પઢવાની ભૂલી ગઈ યાદ નહીં રહી તો અદા (વખતની નમાઝ) દુરૂસ્ત થઇ. હવે જ્યારે યાદ આવે ત્યારે માત્ર કઝા પઢી લીએ અદાને ફેરવે નહીં.

૫ મસઅલો—જો વખત ઘણો તંગ હોય કે જો પહેલાં કઝા પઢશે તો અદા નમાઝનો વખત રહેશે નહીં, તો પ્રથમ અદા પઢે ફરી કઝા પઢે.

૬ મસઅલો—જો બે ત્રણ ચાર કે પાંચ નમાઝો કઝા થઇ અને એ નમાઝો વગર એને માથે કોઇ બીજી નમાઝની કઝા રહી નથી. એટલે આખી જીંદગીમાં જ્યારથી જુવાન થઇ છે કદી નમાઝ કઝા થઇ નથી અથવા કઝા તો થઇ પણ સર્વની કઝા પઢી ચુકી છે, તો જ્યાં સુધી આ પાંચેની કઝા પઢશે નહીં ત્યાં સુધી અદા નમાઝ પઢવી દુરૂસ્ત નથી, અને જ્યારે આ પાંચેની કઝા પઢે તો એવી રીતે પઢે કે જે નમાઝ સર્વથી પહેલી રહી ગઇલી તેની કઝા પહેલાં પઢે. ફરી તેના પછીની ફરી તેના પછીની. એવી રીતે તરતીબથી (એક પછી એક અનુક્રમે) પાંચેની કઝા પઢે. દાખલા તરીકે જો કોઇએ પુરા એક દિવસની નમાઝો નહીં પઢી ફજર, જોહર, અસર, મગરેબ, અને છશા આ પાંચ નમાઝો છુટી ગઇ તો પ્રથમ ફજરની ફરી જોહરની ફરી અસરની ફરી મગરેબની, ફરી ઈશાની એવા અનુક્રમે કઝા પઢે. જો પહેલા ફજરની કઝા નહીં પઢી એટલુંજ નહીં પણ જોહરની અથવા અસરની અથવા બીજી કોઇની તો દુરૂસ્ત થઇ નથી ફરીથી પઢવી પડશે.

૭ મસઅલો—જો કોઈની છ નમાઝો કઝા થઇ હોય તો હવે તેની કઝા પઢવા વગર પણ અદા નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને જ્યારે આ છ નમાઝોની કઝા પઢે તો જે નમાઝ સર્વથી પ્રથમ કઝા થઇ છે પ્રથમ તેની કઝા પઢવી વાજેબ નથી પણ જેની ચાહે પ્રથમ પઢે અને જેને ચાહે પાછળ પઢે સર્વ દુરૂસ્ત છે. અને હવે અનુક્રમે (તરતીબથી) પઢવી વાજેબ નથી.

૮ મસઅલો—બે ચાર મહિના અથવા બે ચાર વર્ષ થયા કે કોઇની છ નમાઝો અથવા વધુ કઝા થઈ હતી અને હજુ સુધી તેની કઝા પઢી નહોતી પણ તે પછીથી હમેશ નમાઝ પઢતી રહી છે, કદી કઝા થઇ નથી. આટલી મુદત પછી હવે ફરી એક નમાઝ જતી રહી તો આ સૂરતમાં પણ (પ્રથમની છ નમાઝ નહીં પઢવાને લીધે) એની કઝા પઢયા વગર પણ અદા નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને તરતીબ વાજેબ નથી.

૯ મસઅલો—કોઇને માથે છ નમાઝ અથવા ઘણી નમાઝો કઝા હતી એ કારણથી તેના ઉપર તરતીબથી પઢવી વાજેબ નહોતી, પણ તેણીએ એક એક બે બે કરીને સર્વની કઝા પઢી લીધી હવે કોઇ નમાઝની કઝા પઢવી બાકી નથી તો હવે ફરી જ્યારે એક નમાઝ અથવા પાંચ નમાઝ કઝા થશે તો તરતીબથી પઢવી પડશે, અને વગર આ પાંચેની કઝા પઢે વખતની નમાઝ(અદા) પઢવી દુરૂસ્ત નથી. હા, જો ફરી છ નમાઝ છૂટી જશે તો ફરી તરતીબ માફ થઇ જશે અને આ છ નમાઝોની કઝા પઢયા વગર પણ અદા પઢવી દુરૂસ્ત થશે.

૧૦ મસઅલો—કોઇની ઘણી નમાઝો કઝા થઇ હતી તેમાંની થોડી થોડી કરીને સઘળીની કઝા પઢી હવે માત્ર ચાર પાંચ નમાઝ રહી ગઇ છે તો આ ચાર પાંચ નમાઝોને તરતીબથી પઢવી વાજેબ નથી, પણ અખત્યાર છે જેવી રીતે જીવ ચાહે પઢે. અને આ બાકી રહેલી નમાઝોની કઝા પઢયા વગર પણ અદા નમાઝ પઢી લેવી દુરૂસ્ત છે.

૧૧ મસઅલો—જો વિત્રની નમાઝ કઝા થઇ અને વિત્ર વગર કોઇ બીજી નમાઝ તેને માથે કઝા નથી તો વિત્રની કઝા પઢયા વગર ફજરની નમાઝ પઢવી દુરૂસ્ત નથી. જો વિત્રની કઝા પઢવી યાદ હતી છતાં પણ પ્રથમ કઝા નહીં પઢશે અને ફજરની નમાઝ પઢી લેશે તો હવે વિત્રની કઝા પઢયા પછી નમાઝ ફરીથી પઢવી પડશે

૧૨ મસઅલો—માત્ર એશાની નમાઝ પઢીને સૂતી. ફરી તહજ્જોદની વખત ઊઠી અને વોઝુ કરીને તહજ્જોદ અને વિત્રની નમાઝ પઢી. ફરી સવારના યાદ આવ્યું કે એશાની નમાઝ ભૂલથી વગર વોઝુએ પઢી હતી તો હવે માત્ર એશાની કઝા પઢે. વિત્રની કઝા પઢે નહીં.

૧૩ મસઅલો—ફરજ નમાઝો અને વિત્રનીજ માત્ર કઝા પઢાય છે. સુંનતોની કઝા નથી. હા, જો ફજરની નમાઝ કઝા થઇ હોય તો જો બપોર પેહેલાં કઝા પઢે તો સુંનત અને ફરજ બંનેની કઝા પઢે. પણ જો બપોર પછી કઝા પઢે તો માત્ર બે રકઅત ફરજની કઝા પઢે.

૧૪ મસઅલો—જો ફજરનો વખત તંગ હોય જેથી માત્ર બે રકઅત ફરજ પઢી સુંનત છોડી તો બેહતર આ છે કે સૂર્યના ઊંચા ચઢયા પછી સુંનતની કઝા પઢે પણ બપોરથી પહેલાંજ પઢે.

૧૫ મસઅલો—કોઇ બેનમાઝીએ તોબા કરી તો જેટલી નમાઝો આખી ઉમરમાં કઝા થઇ હોય સર્વની કઝા પઢવી વાજેબ છે. તોબા કર્યાથી નમાઝો માફ થતી નથી. હા, નહીં પઢવાથી જે ગુનો થયો હતો તે તોબાથી માફ થશે. હવે જો તેની કઝા નહીં પઢશે તો ફરી ગુનેહગાર થશે.

૧૬ મસઅલો—જો કોઇની કેટલીક નમાઝો કઝા થઇ ગઇ હોય અને તેની કઝા પઢવાનો મોકો નહીં મળ્યો તો મરતી વેળા નમાઝોના [illegible] આપવાની વસીઅત કરવી વાજેબ [illegible] તો ગુનોહ થશે. અને નમાઝના ફિ[illegible] [illegible]મ્યાન રોઝાના ફિદયાની સાથે આવશે, [illegible] અલ્લાહ.

## સેહોના સેજદાનું વર્ણન.

૧ મસઅલો—નમાઝમાં જેટલી ચીજો

વાજેબ છે તેમાંથી એક વાજેબ અથવા કંઇ વાજેબ જો ભૂલથી રહી જાય તો સહોનો સિજદો કરવો વાજેબ છે, અને તેના કરવાથી નમાઝ દુરૂસ્ત થઇ જાય છે. જો સહોનો સિજદો નહી કર્યો તો નમાઝ ફરીથી પઢે.

૨ **મસઅલો**—જો ભૂલથી નમાઝનું કોઇ ફરજ છૂટી જાય તો સહોનો સિજદો કરવાથી નમાઝ દુરૂસ્ત થતી નથી, ફરીથી પઢે.

૩ **મસઅલો**—સહોનો સિજદો કરવાનો તરીકો આ છે કે છેલ્લી રકઅતમાં માત્ર અત્તહીયાત પઢીને એક તરફ સલામ ફેરવીને બે સિજદા કરે, ફરી બેસીને અત્તહીયાત દોરૂદ શરીફ અને દોઆ પઢીને બંને તરફ સલામ ફેરવે અને નમાઝ ખતમ કરે.

૪ **મસઅલો**—જો કોઇએ ભૂલીને સલામ ફેરવ્યા પહેલાં સહોનો સિજદો કર્યો તો પણ અદા થઇ ગયો અને નમાઝ દુરૂસ્ત થઇ.

૫ **મસઅલો**—જો ભૂલથી બે રોકુ કર્યા અથવા ત્રણ સિજદા કર્યા તો સહોનો સિજદો કરવા વાજેબ છે.

૬ **મસઅલો**—નમાઝમાં અલહમ્દો પઢવી ભૂલી ગઇ માત્ર સૂરત પઢી અથવા પ્રથમ સૂરત પઢી ફરી અલહમ્દો પઢી તો સહોનો સિજદો કરવો વાજેબ છે.

૭ **મસઅલો**—ફજરની પહેલી બે રકઅતમાં સૂરત મેળવવી ભૂલી ગઇ તો પાછલી બંને રકઅતોમાં સૂરત મેળવે અને સહોનો સિજદો કરે. અને જો પેહેલી બે રકઅતોમાંથી એક રકઅતમાં સૂરત નહી મેળવી તો પાછલી એક રકઅતમાં સૂરત મેળવે, અને સહોનો સિજદો કરે. અને જો પાછલી રકઅતોમાં પણ સૂરત મેળવવી યાદ નહીં રહ્ [illegible]ને પેહેલી રકઅતોમાં સૂરત મેળવી અને [illegible]ની રકઅતોમાં. બીલકુલ છેલ્લી રકઅ[illegible]તહીયાત પઢતી વખતે યાદ આ[illegible]કે બંને રકઅતોમાં અથવા એક રક[illegible]માં સૂરત મેળવી નથી તો પણ સહોનો [illegible] પૂરી નમાઝ થઇ જશે.

૮ **મસઅલો**—સુંનત અને નફલની સઘળી રકઅતોમાં સૂરત મેળવવી વાજેબ છે, માટે જો કોઇ રકઅતમાં સૂરત મેળવવી ભૂલી જાય તો સહોનો સિજદો કરે.

૯ **મસઅલો**—અલહમ્દો પઢીને વિચારવા લાગી કે કયી સૂરત પઢું અને આ વિચાર ફિકરમાં ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહી શકે એટલી વાર લાગી તો પણ સહોનો સિજદો કરે.

૧૦ **મસઅલો**—જો બીલકુલ રકઅતની છેવટમાં અત્તહીયાત અને દોરૂદ પઢયા પછી સંદેહ (શુબહ) થયો કે મેં ત્રણ રકઅત પઢી છે અથવા ચાર રકઅત, આજ વિચારમાં બેસી રહી અને જેટલી વારમાં ત્રણ વાર સુબ્હાનલ્લાહ કહી શકે છે તેટલી વાર સલામ ફેરવવામાં વાર લાગી ફરી યાદ આવ્યું કે મેં ચાર રકઅત પઢી છે, તો આ સૂરતમાં પણ સહોનો સિજદો વાજેબ છે.

૧૧ **મસઅલો**—જ્યારે અલહમ્દો અને સૂરત પઢી રહી ત્યારે ભૂલથી કંઇ વિચારવા લાગી અને રોકુ કરવામાં આટલી વાર લાગી જેટલી ઉપર બ્યાન થઇ, તોએ સહોનો સિજદો વાજેબ છે.

૧૨ **મસઅલો**—એવીજ રીતે જો પઢતાં પઢતાં વચમાં રોકાઇ ગઇ અને કંઈ વિચારમાં પડી અને સોચવામાં તેટલી વાર લાગી, અથવા જ્યારે બીજી કે ચોથી રકઅત પર અત્તહીયાત માટે બેઠી તો તરત અત્તહીયાત શરૂ કરી નહીં પણ કંઇ વિચારમાં પડી અને તેટલી વાર લાગી, અથવા જ્યારે રોકુથી ઉઠી તો કેટલીક વાર ઉભી થઇ રહી, કંઈ સોચમાં પડી, અથવા બંને સિજદાની વચ્ચે જ્યારે બેઠી તો કંઇ વિચારમાં તેટલી વાર લાગી, તો આ સઘળી સૂરતોમાં સહોનો સિજદો કરવો વાજેબ છે. મતલબ કે જ્યારે ભૂલથી કોઇ કામ કરવામાં વાર લગાડવાની અથવા કોઇ કામના સોચવામાં વાર લાગવાની તો સહોને સિજદો વાજેબ થશે.

૧૩ **મસઅલો**—ત્રણ કે ચાર રકઅતવાળી ફરજ નમાઝમાં જ્યારે બે રકઅત પર અત્તહીયાતને માટે બેઠી તો બે વાર અત્તહીયાત પઢી તોપણ સહોનો સિજદો વાજેબ છે. અને જો અત્તહીયાત પછી આટલું દોરૂદ શરીફ પણ પઢી ગઇ અલ્લાહુમ્મ સલ્લે અલા મોહમ્મદીન અથવા એથી વધુ પઢી ગઇ ત્યારે યાદ આવ્યું અને ઉભી થઇ ગઇ તો પણ સહોનો સિજદો વાજેબ છે. પણ જો એથી ઓછું પઢયું હોય તો સહોનો સિજદો વાજેબ નથી.

૧૪ **મસઅલો** નફલ નમાઝમાં બે રકઅત ઉપર બેસીને અત્તહીયાતની સાથે દોરૂદ શરીફ પણ પઢવું દુરૂસ્ત છે; માટે નફલમાં દોરૂદ શરીફ પઢવાથી સહોનો સિજદો થતો નથી. હા, બે વાર અત્તહીયાત પઢે તો નફલમાં પણ સહોનો સિજદો વાજેબ છે.

૧૫ **મસઅલો**—અત્તહીયાત પઢવા બેઠી પણ ભૂલથી અત્તહીયાતની જગ્યા કંઇ બીજું પઢી ગઇ અથવા અલહમ્દો પઢી ગઇ તોપણ સહોનો સિજદો વાજેબ છે.

૧૬ **મસઅલો**—નૈયત બાંધ્યા પછી સુબ્હાનક-લ્લાહુમ્મ ની જગ્યા દોઆ કોનુત પઢવા લાગી તો સહોનો સિજદો વાજેબ નથી. એવીજ રીતે ફરજની ત્રીજી કે ચોથી રકઅતમાં જો અલહમ્દોની જગ્યા અત્તહીયાત અથવા કંઇ બીજું પઢવા લાગી તોપણ સહોનો સિજદો વાજેબ નથી.

૧૭ **મસઅલો**—ત્રણ કે ચાર રકઅતવાળી નમાઝમાં વચ્ચે બેસવાનું ભૂલી ગઇ અને બે રકઅત પઢીને ત્રીજી રકઅત માટે ઉભી થઇ તો જો નીચેનું અડધું ધડ હજુ સીધું થયું નથી તો બેસી જાય. અને અત્તહીયાત પઢીને ઉભી થાય. અને એમ થવામાં સહોનો સિજદો કરવો વાજેબ નથી. અને જો નીચેનું અડધું ધડ સીધું થઇ ગયું છે તો બેસે નહીં. પણ ઉભી થઇને ચાર રકઅતો પઢે અને માત્ર છેવટમાં બેસે. અને એ સૂરતમાં સહોનો સિજદો કરવો વાજેબ છે. જો સીધી ઉભી થવા પછી પાછી આવશે અને બેસીને અત્તહીયાત પઢશે તો ગુનેહગાર થશે અને સહોનો સિજદો કરવો હવે પણ વાજેબ થશે.

૧૮ **મસઅલો**—જો ચોથી રકઅત ઉપર બેસવું ભૂલી ગઇ તો જો નીચેનું ધડ હજું સીધું થયું નથી તો બેસી જાય અને અત્તહીયાત દોરૂદ વગેરે પઢીને સલામ ફેરવે અને સહોનો સિજદો કરે નહીં અને જો સીધી ઉભી થઇ ગઇ તોપણ બેસી જાય. એટલુંજ નહીં પણ જો અલહમ્દો સૂરત પણ પઢી હશે અથવા રોકુ પણ કર્યું હશે તોપણ બેસી જાય અને અત્તહીયાત પઢીને સહોનો સિજદો કરે. હા, જો રોકુ પછી પણ યાદ નહીં આવ્યું અને પાંચમી રકઅતનો સિજદો કર્યો તો ફરજ નમાઝ ફરીથી પઢે આ નમાઝ નફલ થઇ ગઇ. એક રકઅત બીજી મેળવીને પૂરી છ રકઅત કરે અને સહોનો સિજદો નહીં કરે. અને જો એક રકઅત નહીં મેળવી અને પાંચમી રકઅત ઉપર સલામ ફેરવ્યું તો ચાર રકઅત નફલ થઇ અને એક રકઅત અકારત ગઇ.

૧૯ **મસઅલો**—જો ચોથી રકઅતપર બેઠી અને અત્તહીયાત પઢીને ઉભી થઇ તો સિજદો કરવાથી પહેલાં જ્યારે યાદ આવે બેસી જાય અને અત્તહીયાત પઢે નહીં. પણ બેસીને તરત સલામ ફેરવીને સહોનો સિજદો કરે. અને જો પાંચમી રકઅતનો સિજદો કરી ચુકી ફરી યાદ આવ્યું તો એક રકઅત બીજી મેળવીને છ કરે. ચાર ફરજ થઇ અને બે નફલ અને છઠ્ઠી રકઅત ઉપર સહોનો સિજદો કરે. અને જો પાંચમી રકઅત ઉપર સલામ ફેરવી અને સહોનો સિજદો કર્યો તો બુરૂ કર્યું. ચાર ફરજ થઇ અને એક નકામી ગઇ.

૨૦ **મસઅલો**—જો ચાર રકઅત નફલ નમાઝ પઢી અને વચમાં બેસવું ભૂલી તો જ્યાં સૂધી ત્રીજી રકઅતનો સિજદો કર્યો નથી ત્યાં

સુધી યાદ પડતાં બેસવું જોઇએ અને જો સિજદો કર્યો તો ખેર. મારે પણ નમાઝ થઇ ગઇ અને સહોનો સિજદો આ બને સુરતોમાં વાજેબ છે.

૨૧ મસઅલો—જો નમાઝમાં શક પડયો કે ત્રણ રકઅત પઢી છે કે ચાર રકઅત તો જો આ શક ભોગ જોગે થયો છે એવો શુબ્હ પડવાની તેની આદત નહોતી તો ફરીથી નમાઝ પઢે. અને જો શક કરવાની ટેવ છે અને ઘણી વાર એવી ભૂલ પડે છે તો દિલમાં સોંચીને જુવે, દિલ તેનું કઇ તરફ ફરે છે. જો વધુ ધારના ત્રણ રકઅત પઢવાની હોય તો એક બીજી પઢે. સહોનો સિજદો વાજેબ નથી. અને જો વધારે ધારના ચાર રકઅત પઢવાની છે તો બીજી રકઅત નહીં પઢે. અને સહોનો સિજદો પણ નહીં કરે. અને જો સોંચવામાં બંને તરફ બરાબર લાગે છે. ત્રણ રકઅત પર વધારે ધારના થતી નથી અને ચાર રકઅત તરફ પણ થતી નથી, તો ત્રણજ રકઅત સમજે અને એક રકઅત બીજી પઢે. પણ આ સુરતમાં ત્રીજી રકઅત પર બેસીને અત્તહીયાત પઢે ત્યારે ઉભી થઇને ચોથી રકઅત પઢે અને સહોનો સિજદો પણ કરે.

૨૨ મસઅલો—જો આ શક હોય કે આ પહેલી રકઅત છે અથવા બીજી રકઅત છે તો તેનો પણ આજ કાયદો છે કે જો ભોગજોગે આ શક પડયો છે તો ફરીથી પઢે. અને જો ઘણીવાર શક પડયા કરે છે તો જે બાજુએ વધુ ધારના થાય તેને માને અને જો બંને તરફ સરખી ધારના હોય, કોઇ તરફ વધુ ધારના નથી તો એકજ સમજે. પણ આ પહેલી રકઅત ઉપર બેસીને અત્તહીયાત પઢે. કદાપી આ બીજી રકઅત હોય. અને બીજી રકઅત પઢીને ફરી બેસે અને એમાં અલહમ્દોની સાથે સૂરત પણ મેળવે. ફરી ત્રીજી રકઅત પઢીને પણ બેસે કે કદાપી આજ ચોથી હોય ફરી ચોથી રકઅત પઢે અને સહોનો સિજદો કરીને સલામ ફેરવે.

૨૩ મસઅલો—જો આ શક પડયો કે આ બીજી રકઅત છે અથવા ત્રીજી, તો તેનો પણ આજ હુકમ છે કે જો બંને બાજુની ધારના સરખી હોય તો બીજી રકઅત ઉપર બસીને ત્રીજી રકઅત પઢે, અને ફરી બેસીને અત્તહીયાત પઢે, કદાપી આજ ચોથી હોય. ફરી ચોથી પઢે અને સહોનો સિજદો કરીને સલામ ફેરવે.

૨૪ મસઅલો—જો નમાઝ પઢિ રહ્યા પછી આ શક પડયો કે કોણ જાણે ત્રણ રકઅત પઢી અથવા ચાર, તો આ શકની કશી ગણત્રી નથી, નમાઝ થઇ ગઇ. હા. જો ઠીક યાદ આવે કે ત્રણજ પઢી છે તો ફરી ઉભી થઇને એક રકઅત બીજી પઢે અને સહોનો સિજદો કરે. અને જો પઢયા પછી બોલી પડી હોય અથવા નમાઝ તુટે એવી વાત થઇ હોય તો ફરીથી પઢે. એવીજ રીતે અત્તહીયાત પઢી રહો પછી આ શક થયો તો તેનો પણ આજ કાયદો છે કે, જ્યાં સુધી ઠીક યાદ આવે નહીં તેની કશી ગણત્રી નથી. પણ જો કોઇ શખ્સ એહતેયાત (બચાવ) ની રૂએ ફરીથી નમાઝ પઢે તો ઠીક છે, કે દિલનો ખટકો નીકળી જાય અને શક રહે નહીં.

૨૫ મસઅલો—જો નમાઝમાં કંઇકવાનો એવી થઇ કે જેથી સહોનો સિજદો વાજેબ થાય છે તો એકજ સિજદો સઘળી વાતોને માટે થઇ જવાનો. એક નમાઝમાં બે વાર સહોનો સિજદો કરાતો નથી.

૨૬ મસઅલો—સહોનો સિજદો કર્યા પછી ફરી કોઇ વાત એવી થાય કે, જેથી સહોનો સિજદો વાજેબ થાય છે તો તેજ પ્રથમનો સહોનો સિજદો બસ છે. હવે ફરી સહોનો સિજદો કરે નહીં.

૨૭ મસઅલો સહોનો સિજદો વાજેબ થાય તેવી કંઇ ભૂલ નમાઝમાં થઇ પણ સિજદો કરવો ભૂલી ગઇ અને બંને તરફ સલામ ફેરવી અને હજી ત્યાંજ બેઠેલી છે અને છાતી કિબલા તરફથી ફરી નથી તેમ કોઇની સાથે

બોલી પણ નથી, અને નમાઝ તુટે તેવી કોઈ વાત થઇ નથી તો હવે સહોનો સિજ્દો કરે. એટલુંજ નહીં પણ એવી રિતે બેઠાં બેઠાં કલેમો દોરૂદ શરિફ વગેરે કોઇ વજીફો પણ પઢયો હોય તોએ કંઇ હરજ નથી. હવે સહોનો સિજ્દો કરશે તો નમાઝ થઇ જશે.

૨૮ મસઅલો—સહોનો સિજ્દો વાજેબ હતો અને તેણીએ જાણી બુજીને બંને તરફ સલામ ફેરવી દીધી અને નૈયત કરી કે હું સહોનો સિજ્દો કરીશ નહીં, ત્યારે પણ જ્યાં સુધી નમાઝ જતી રહે તેવું કોઇ કામ થયું નહીં હોય ત્યાં સુધી સહોનો સિજ્દો કરવાનો અખત્યાર છે.

૨૯ મસઅલો—ચાર રકઅત વાળી કે ત્રણ રકઅત વાળી નમાઝમાં ભૂલથી બે રકઅત ઉપર સલામ ફેરવી તો હવે ઉઠીને તેજ નમાઝને પૂરી કરે. અને સહોનો સિજ્દો કરે. હા, જો સલામ ફેરવ્યા પછી કોઇ એવી વાત થઇ કે જેથી નમાઝ જતી રહે તો હવે ફરી નમાઝ પઢે.

૩૦ મસઅલો—ભૂલથી વિત્રની પહેલી અથવા બીજી રકઅતમાં દોઆ કોનૂત પઢી તો તેની કશી ગણત્રી નથી. ત્રીજી રકઅતમાં ફરી પઢે અને સહોનો સિજ્દો કરે.

૩૧ મસઅલો—વિત્રની નમાઝમાં શુબ્હ પડયો કે આ બીજી રકઅત છે અથવા ત્રીજી રકઅત છે અને કોઇ તરફ વધુ ધારના નથી એટલુંજ નહીં પણ બંને બાજુએ સરખો ગુમાન છે તો તેજ રકઅતમાં દોઆ કોનૂત પઢે અને બેસીને અત્તહીયાત પછી ઉભી થઇને એક રકઅત બીજી પઢે, અને તેમાં પણ દોઆ કોનૂત પઢે અને છેવટમાં સહોનો સિજ્દો કરે.

૩૨ મસઅલો—દોઆ કોનૂતની જગ્યા સુબ્હાનક-લ્લાહુમ્મ પઢી ગઇ ફરી જ્યારે યાદ આવી તો દોઆ કોનૂત પઢી તો સહોનો સિજ્દો વાજેબ નથી.

૩૩ મસઅલો—વિત્રમાં દોઆ કોનૂત પઢવાનું ભૂલી ગઇ અને સૂરત પઢીને રોકુમાં ચાલી ગઇ તો સહોનો સિજ્દો વ જેબ છે.

૩૪ મસઅલો—અલહમ્દો પઢીને બે સૂરતો કે ત્રણ સૂરતો પઢી ગઇ તો કશો બાધ નથી અને સહોનો સિજ્દો વાજેબ નથી.

૩૫ મસઅલો—ફરજ નમાઝની પાછલી બંને રકઅતમાં અથવા એકમાં સૂરત મેળવી તોપણ સહોનો સિજ્દો વાજેબ નથી.

૩૬ મસઅલો—નમાઝની શરૂમાં સુબ્હાનકલ્લા હુમ્મ પઢવી ભૂલી ગઇ અથવા રોકુમાં સુબ્હાન રબ્બિયલ અઝીમ નહીં પઢી અથવા સિજદામાં સુબ્હાન રબ્બિયલ આલા નહીં પઢી અથવા રોકુથી ઉઠીને સમેઅલ્લાહો લેમન હમેદહ કહેવું યાદ નહીં રહ્યું અથવા નૈયત બાંધતાં ખાંધાસુધી હાથ ઉઠાવ્યા નહીં અથવા છેલ્લી રકઅતમાં દોરૂદ શરીફ કે દોઆ પઢી નહીં એમજ સલામ ફેરવી તો આ સઘળી સૂરતોમાં સહોનો સિજ્દો વાજેબ નથી.

૩૭ મસઅલો—ફરજની પાછલી બંને રકઅતમાં અથવા એકમાં અલહમ્દો પઢવી ભૂલી ગઇ. છાની ઉભી રહીને રોકુમાં ચાલી ગઇ તોપણ સહોનો સિજ્દો વાજેબ નથી.

૩૮ મસઅલો—જે વસ્તુને ભૂલથી કરતાં સહોનો સિજ્દો કરવો પડે છે તેને જો કોઈ જાણી બુજીને કરશે તો સહોનો સિજ્દો વાજેબ નથી પણ ફરીથી નમાઝ પઢે. જો સહોનો સિજ્દો કર્યો હોય તોપણ નમાઝ થઇ નથી.

૩૯ મસઅલો—જે વસ્તુ નમાઝમાં ન તો ફરજ છે ન તો વાજેબ છે, તેને ભૂલથી છોડવાથી નમાઝ થઇ જાય છે અને સહોનો સિજ્દો વાજેબ થતો નથી.

## તિલાવતના સિજદાનું વર્ણન.

૧ મસઅલો—કુરઆન શરીફમાં તિલાવતના સિજદા ચઊદ છે, જ્યાં જ્યાં કુરઆન

શરીફના કિનારા ઉપર શબ્દ ઈસજદહુ લખેલો છે તે આયતને પઢીને સિજ્દો કરવો વાજેબ છે. અને આ સિજદાને સિજદએ તિલાવત કહે છે.

૨ **મસઅલો**—તિલાવતનો સિજ્દો કરવાનો તરીકો આ છે કે, **અલ્લાહો અકબર** કહીને સિજ્દો કરે. અને અલ્લાહો અકબર કહેતાં હાથ ઉપાડે નહીં, અને સિજદામાં ઓછામાં ઓછી ત્રણવાર **સુબ્હાન રબ્બિ-યલ આલા** કહીને ફરી **અલ્લાહો અકબર** કહીને માથું ઉપાડે, એટલે સિજદએ તિલાવત થઈ ગયો.

૩ **મસઅલો**—બેહતર આ છે કે ઉભી થઇને પ્રથમ અલ્લાહો અકબર કહી સિજદામાં જાય, ફરી અલ્લાહો અકબર કહીને ઉભી થાય. અને જો બેસીને અલ્લાહો અકબર કહીસિજદામાં જાય ફરી અલ્લાહો અકબર કહી સિજદાથી ઉઠીને બેસે, ઉભી નહીં થાય ત્યારેપણ દુરૂસ્ત છે.

૪ **મસઅલો**—સિજદાની આયત જે માણુસ પઢે તે પર પણ સિજ્દો કરવો વાજેબ છે અને જે સાંભળે તેના ઉપર પણ વાજેબછે. ફરી તે કુરઆન શરીફ સાંભળવાના વિચારથી બેઠી હોય અથવા કોઇ કામમાં લાગી હોય અને અવિચારે સિજદાની આયત સાંભળી હોય. એજ માટે બેહતર આ છે કે, સિજદાની આયત આહિસ્તા પઢે કે જેથી બીજા કોઇ ઉપર સિજ્દો વાજેબ થાય નહીં.

૫ **મસઅલો**—જે વસ્તુ નમાઝ માટે શરત છે તે તિલાવતના સિજદાને માટે શરત છે. એટલે વોઝુનું હોવું, જગ્યા પાક થવી, બદન તથા કપડાં પવિત્ર થવાં, કિબ્લાની તરફ સિજ્દો કરવો વગેરે.

૬ **મસઅલો**—જેવી રીતે નમાઝનો સિજ્દો થાય છે તેવીજ રીતે તિલાવતનો સિજ્દો પણ કરવો જોઇએ. કેટલીક સ્ત્રીઓ કુરઆન શરીફ ઉપરજ સિજ્દો કરે છે એથી સિજ્દો અદા થતો નથી અને માથેથી ઉતરતો નથી.

૭ **મસઅલો**—જો કોઇને વોઝુ તે વખતે નહીં હોય તો ફરી કોઇવાર સિજ્દો કરે, તરત તેજ વખત સિજ્દો કરવો જરૂરી નથી. પણ બહેતર આ છે કે તેજ વખત સિજ્દો કરે, કદાપી ફરીને યાદ નહીં રહે.

૮ **મસઅલો**—જો કોઇને માથે તિલાવતના ઘણા સિજદા રહેલા હોય હજુ અદા કર્યા નહીં હોય તો હવે અદા કરે. આખી જીંદગીમાં કદી ન કદી અદા થવો જોઇએ. જો કદી અદા નહીં કરશે તો તેણી ગુનેહગાર થશે.

૯ **મસઅલો**—જો હેજ અથવા નિફાસની હાલતમાં કોઇએ સિજદાની આયતને સાંભળી તો તેણી ઉપર સિજ્દો વાજેબ નથી થયો. અને જો એવી હાલતમાં સાંભળ્યો કે હેજ બંધ થયું છે અને નહાવું વાજેબ થયું છે તો નહાયા પછી સિજ્દો કરવો વાજેબ છે.

૧૦ **મસઅલો**—જો બીમારીની હાલતમાં સાંભળ્યો અને સિજ્દો કરવાની તાકાત નથી તો જેવી રીતે નમાઝનો સિજ્દો ઇશારાથી કરે છે તેવીજ રીતે તેનો સિજ્દો પણ ઇશારાથી કરે.

૧૧ **મસઅલો**—જો નમાઝમાં સિજદાની આયત પઢે તો તે આયત પઢવા પછી તરત નમાઝમાંજ સિજ્દો કરે. ફરી બાકીની સૂરત પઢીને રોકુમાં જાય. જો તે આયત પઢીને તરત સિજ્દો નહીં કર્યો, તે પછીની બે ત્રણ આયતો બીજી પઢી લીધી ફરી સિજ્દો કર્યો, તોપણ દુરૂસ્ત છે. અને જો એથી પણ વધુ પઢી ગઇ ફરી સિજ્દો કર્યો, તો સિજ્દો તો અદા થયો પણ ગુનેહગાર થઇ.

૧૨ **મસઅલો**—જો નમાઝમાં સિજદાની આયત પઢી અને નમાઝમાં સિજ્દો કર્યો નથી તો હવે નમાઝ પછી સિજ્દો કરવાથી અદા થશે નહીં. હમેશને માટે ગુનેહગાર રહેશે. હવે તોબાહ અને ઇસ્તિગફાર (માફી માંગવા) વગર બીજી કોઇ તરેહ માફીની નથી.

૧૩ **મસઅલો**—સિજદાની આયત પઢીને જો તરત રોકુમાં જાય અને રોકુમાં આ નૈયત કરે, કે હું તિલાવતના સિજદાનો પણ રોકુ કરૂં છું, તોપણુ તે સિજદો અદા થશે. અને જો રોકુમાં આ નૈયત નહીં કરી તો રોકુ પછી જ્યારે સિજદો કરશે તો તેજ સિજદાથી તિલાવતનો સિજદો પણુ અદા થશે. જોઇએ કંઇ નૈયત કરી હોય અથવા નહીં કરી હોય.

૧૪ **મસઅલો**—નમાઝ પઢતાં કોઇથી સિજદાની આયત સાંભળે તો નમાઝમાં સિજદો કરે નહીં, પણુ નમાઝ પછી કરે. જો નમાઝમાંજ કરશે તો સિજદો અદા થશે નહીં. ફરીથી કરવો પડશે અને ગુનોહ પણુ થશે.

૧૫ **મસઅલો**—એકજ જગ્યા બેઠા બેઠા સિજદાની આયત અનેકવાર દોરવીને પઢી તોં એકજ સિજદો વાજેબ છે. જોઇએ સઘળી વખત પઢીને છેવટમાં સિજદો કરે અથવા પહેલીવાર પઢીને સિજદો કરે, ફરી તેને વારંવાર દોરવતી રહે. અને જો જગ્યા બદલાઇ ગઈ ફરી તે આયતને પઢી અથવા ફરી ત્રીજી જગ્યાએ જઇને તેજ આયત પઢી, એવીજ રીતે બરાબર જગ્યા બદલતી રહી તો જેટલી જગ્યાએ દોરવશે તેટલા સિજદા કરે.

૧૬ **મસઅલો**—જો એકજ જગ્યા બેઠાં બેઠાં સિજદાની અનેક આયાતો પઢી તો પણુ જેટલી આયતો પઢી તેટલાજ સિજદા કરે,

૧૭ **મસઅલો**—બેઠાં બેઠાં સિજદાની કોઇ આયત પઢી ફરી ઉભી થઇ પણુ ચાલી ફરી નહીં જ્યાં બેઠી હતી ત્યાંજ ઉભાં ઉભાં તેજ આયત ફરી પઢી તો એકજ સિજદો વાજેબ છે.

૧૮ **મસઅલો**—એક જગા સિજદાની આયત પઢી અને ઉઠીને કોઈ કામમાં ચાલી ગઇ ફરી તેજ જગા આવીને તેજ આયત પઢી તોપણુ બે સિજદા કરે.

૧૯ **મસઅલો**—એક જગ્યા બેઠાં બેઠાં સિજદાની કોઇ આયત પઢી, ફરી કુરઆન મજીદની તિલાવત કરી રહી તો તેજ જગ્યા બેઠાં બેઠાં કોઇ બીજા કામમાં લાગી, જેમકે ખાણું ખાવા લાગી અથવા સીવવા પરોવવા લાગી અથવા બાળકને દૂધ પાવા લાગી તે પછી ફરી તેજ આયત તેજ જગ્યા પઢી તો પણુ બે સિજદા વાજેબ થયા. અને જ્યારે કોઇ કામ કરવા લાગી તો એવું સમજીશું કે જગ્યા બદલાઇ ગઇ.

૨૦ **મસઅલો**—એક કોઠડી અથવા એક ખંડના એક ખુણામાં સિજદાની કોઇ આયત પઢી ફરી બીજા ખુણામાં જઇને તેજ આયત ફરી પઢી તોપણુ એક સિજદો બસ છે. ફરી તેને ગમે તેટલી વાર પઢી હોય. હા, જો બીજા કામમાં લાગી ગઇ પછી તેજ આયત પઢશે તો બીજો સિજદો કરવો પડશે. ફરી ત્રીજા કામમાં લાગવા પછી જો પડશે તો ત્રીજો સિજદો વાજેબ થશે.

૨૧ **મસઅલો**—જો મોટું ઘર હોય તો બીજા ખુણામાં જઇ દોરવાથી બીજો સિજદો વાજેબ થશે અને ત્રીજા ખુણામાં ત્રીજો સિજદો

૨૨ **મસઅલો**—જે એક કોઠડીનો કાયદો છે તેજ મસજીદનો પણુ કાયદો છે કે જો સિજદાની એક આયત કંઈક વાર પઢી તો એકજ સિજદો વાજેબ છે. જોઇએ એકજ જગ્યા બેઠાં બેઠાં દોરવે અથવા મસ્જીદમાં આમ તેમ ફરતાં પઢે.

૨૩ **મસઅલો**—જો નમાઝમાં સિજદાની એકજ આયતને અનેકવાર પઢે તો એ એકજ સિજદો વાજેબ છે. જોઇએ સઘળી વખત પઢીને છેવટમાં સિજદો કરે, અથવા એકવાર પઢીને સિજદો કર્યો, ફરી તેજ રકઅતમાં અથવા બીજી રકઅતમાં તેજ આયત પઢે.

૨૪ **મસઅલો**—સિજદાની કોઇ આયત પઢી પણુ સિજદો કર્યો નથી ફરી તે જગ્યા

નમાઝની નૈયત બાંધી અને તેજ આયત ફરી પઢી અને નમાઝમાં તિલાવતનો સિજ્દો કર્યો, તો આજ સિજ્દો બસ છે. બંને સિજદા અદા થઇ જશે. હા, જો જગા બદલાઈ ગઈ તો બીજો સિજ્દો પણ કરવો પડશે.

૨૫ **મસઅલો**—જો સિજદાની આયત પઢીને સિજ્દો કર્યો, ફરી તેજ જગ્યા નમાઝની નૈયત બાંધી અને તેજ આયત નમાઝમાં દોરવીતો હવે નમાઝમાં ફરી સિજ્દો કરે.

૨૬ **મસઅલો**—પઢનારીની જગ્યા બદલાઇ નહીં એકજ જગ્યા બેઠાં બેઠાં એકજ આયતને વારંવાર પઢતી રહી પણ સાંભળનારીની જગ્યા બદલાઇ ગઈ કે પ્રથમ વખત એક જગ્યા સાંભળી હતી અને બીજી વાર બીજી જગ્યા અને ત્રીજીવાર ત્રીજી જગ્યા તો પઢનારી ઉપર એકજ સિજ્દો વાજેબ થશે અને સાંભળનારી ઊપર અનેક સિજદા વાજેબ છે. જેટલી વાર સાંભળે તેટલા સિજદા કરે.

૨૭ **મસઅલો**—જો સાંભળનારીની જગ્યા બદલી નહીં પણ પઢનારીની જગ્યા બદલાઇ ગઇ તો પઢનારી ઉપર કેટલાક સિજદા થશે, અને સાંભળનારી ઉપર એકજ સિજ્દો છે.

૨૮ **મસઅલો**—સઘળી સૂરત પઢવી અને સિજદાની આયતને છોડવી મકરૂહ તથા મના છે. માત્ર સિજદાથી બચવા માટે તે આયત છોડે નહીં. કેમકે એમાં સિજદાથી નકાર જેવું છે.

૨૯ **મસઅલો**—જો સૂરતમાંથી કોઈ આયત નહીં પઢે માત્ર સિજદાની આયત પઢે તો એમાં કશી હરકત નથી. અને જો નમાઝમાં એમ કરે તો તેમાં આ શરત છે કે તે એટલી મોટી હોય કે નાની ત્રણ આયતની બરાબર હોય, પણ બેહતર છે કે સિજદાની આયતને એક બે આયત સાથે મેળવીને પઢે.

## બીમારની નમાઝનું વર્ણન.

૧ **મસઅલો**—નમાઝને કોઈ હાલતમાં છોડે નહીં. જ્યાં સૂધી ઉભા રહીને પઢવાની શક્તિ રહે ત્યાં સુધી ઉભા રહીને નમાઝ પઢતી રહે, અને જ્યારે ઉભું નહીં થવાય તો બેસીને નમાઝ પઢે. બેઠાં બેઠાં રોકુ કરે અને રોકુ કરીને બંને સિજદા કરે, અને રોકુ માટે એટલી ઝુકે કે પીઠ સારી રીતે બરાબર થાય.

૨ **મસઅલો**—જો રોકુ સિજ્દો કરવા પણ શક્તિ નહીં હોય તો રોકુ અને સિજ્દાને ઇશારાથી અદા કરે, અને રોકુ કરતાં સિજદા માટે વધુ ઝુકયા કરે.

૩ **મસઅલો**—સિજ્દો કરવા માટે તકીયો વગેરે કોઈ ઉંચી વસ્તુ રાખવી અને તે ઉપર સિજ્દો કરવો નજ જોઇએ. જ્યારે સિજ્દો કરવાની શક્તિ નહીં હોય તો માત્ર ઇશારો કરી લીએ. તકયા ઉપર સિજ્દો કરવાની કશી જરૂર નથી.

૪ **મસઅલો**—જો ઉભા રહેવાની શક્તિ તો છે પણ ઉભા રહેવામાં ઘણી તકલીફ થાય છે અથવા બીમારી વધવાનો ડર છે તોપણ બેસીને નમાઝ પઢવી દુરૂસ્ત છે.

૫ **મસઅલો**—જો ઉભી તો થઇ શકે છે પણ રોકુ સિજ્દો કરી શક્તિ નથી તો જોઇએ ઉભા થઇને પઢે, અને રોકુ ઇશારાથી કરે, અને જોઇએ બેસીને નમાઝ પઢે અને રોકુ સિજ્દો ઇશારાથી કરે, બંને તરેહનો અખત્યાર છે પણ બેસીને પઢવી બેહતર છે.

૬ **મસઅલો**—જો બેસવાની પણ શક્તિ નહીં રહે તો પાછળ મોટો તક્યો વગેરે મુકીને એવી રીતે સૂવે કે માથું ઘણું ઉંચે રહે, એટલુંજ નહીં પણ લગભગ બેસવાને થાય અને પગ કિબલાની તરફ લંબાવે, અને જો કંઈ શક્તિ હોય તો કિબલા તરફ પગ ફેલાવે નહીં પણ ઘુંટણ ઉભા રાખે ફરી માથાના ઇશારાથી નમાઝ પઢે, અને સિજદાનો ઇશારો વધુ નીચો કરે. જો મોટા તકીયાથી ટેકીને પણ એવી રીતે બેસી શકે નહીં કે માથું અને સિનો વગેરે ઉપર ઉંચા રહે તો કિબલા તરફ પગ કરીને તદન ચીતા સુઇ જાય, પણ માથા નીચે કોઇ ઉંચો તકીયો

રાખે જેથી મોં કિબ્લા તરફ થાય આસમાન તરફ રહે નહીં, ફરી માથાના ઈશારાથી નમાઝ પઢે, રેકુનો ઇશારો ઓછો કરે અને સિજદાનો ઇશારો જરા વધુ કરે.

૭ **મસઅલો**—જો ચીત નહીં સૂવે પણ જમણી અથવા ડાબી કરવટ ઉપર કિબ્લા તરફ મોં કરીને સૂવે અને માથાના ઇશારાથી રોકુ સિજદો કરે એ પણ દુરૂસ્ત છે, પણ ચત્તી સૂઇને પઢવી ઘણું સારૂં છે.

૮ **મસઅલો**—જો માથાથી ઇશારો કરવાની શક્તિ નહીં રહે તો નમાઝ પઢે નહીં, ફરી જો એક રાત દિવસથી વધુ એવી હાલત રહી તો નમાઝ તદન માફ થઇ ગઇ, સારી થવા પછી કઝા પઢવી વાજેબ નથી. અને જો એક રાત દિવસથી વધુ એવી હાલત નહીં રહી પણ એક દિવસ રાતમાં ફરી ઇશારાથી પઢવાની શક્તિ આવી ગઇ તો ઈશારાથી તેની કઝા પઢે, અને એવો વિચાર બાંધે નહીં કે જ્યારે તદન સારી થઇશ ત્યારે પઢીશ. કારણ કે કદાપી મરશે તો ગુનેહગાર મરશે.

૯ **મસઅલો**—એવીજ રીતે જો સારો રૂડો આદમી બેહોશ થાય તો જો એક રાત દીવસથી વધુ બેહોશી નહીં રહી તો કઝા પઢવી વાજેબ છે. અને જો એક દીવસ રાતથી વધુ થઇ તો કઝા પઢવી વાજેબ નથી.

૧૦ **મસઅલો**—જ્યારે નમાઝ શરૂ કરી ત્યારે ભલી ચંગી હતી ફરી જ્યારે થોડી નમાઝ પઢી રહી તો નમાઝમાંજ કોઇ નસ એવી ચઢી ગઇ કે ઉભી થઇ શકી નહીં તો બાકીની નમાઝ બેસીને પઢે, ફરી જો રોકુ સિજદો કરી શકે તો કરે, નહીંતો રોકુ સિજદાને માથાના ઇશારાથી કરે. અને જો એવી અવસ્થા થઇ કે બેસવાની પણ શક્તિ રહી નથી, તો તેવીજ રીતે સૂઇને બાકીની નમાઝ પૂરી કરે.

૧૧ **મસઅલો**—બીમારીને લીધે થોડી નમાઝ બેસીને પઢી, અને રોકુની જગ્યા રોકુ અને સિજદાની જગ્યા સિજદો કર્યો, ફરી નમાઝમાંજ સાજી થઇ તો તે નમાઝને ઉભી થઇને પૂરી કરે.

૧૨ **મસઅલો**—જો બીમારીને લીધે રોકુ સિજદાની શક્તિ નહોતી માટે માથાથી ઇશારો કરી રોકુ સિજદો કર્યો, ફરી જ્યારે નમાઝનો કંઇક ભાગ પઢાઇ રહ્યો તો એવી થઇ કે હવે રોકુ સિજદો કરી શકે છે, તો હવે આ નમાઝ જતી રહી એને પૂરી કરે નહીં, ફરીથી પઢે.

૧૩ **મસઅલો**—ફાલેજ (એક પક્ષઘાત) થયો અને એવી બીમાર થઇ કે પાણીથી ઇસ્તિનજો કરી શકતી નથી તો કપડાં, ઢેલાથી લુછી નાખે, અને એવીજ રીતે નમાઝ પઢે. જો પોતે તયમ્મોમ નહીં કરી શકે તો કોઇ બીજો તયમ્મોમ કરાવે. અને જો કપડાં કે ઢેલાથી લુછવાની પણ શક્તિ નહીં હોય તોપણ નમાઝ કઝા કરે નહીં, તેવીજ રીતે નમાઝ પઢે. કોઇ બીજાને તેણીના બદનનું જોવું અને લુછવું દુરૂસ્ત નથી ન તો માબાપને અને ન દીકરા દીકરીને. હા, સ્ત્રીને પોતાના ધણીનું અને ધણીને પોતાની ધણીયાણીનું બદન જોવું દુરૂસ્ત છે, એ વગર કોઇને દુરૂસ્ત નથી.

૧૪ **મસઅલો**—તન્દરૂસ્તીના વખતમાં કંઇ નમાઝો કઝા થઈ હતી ફરી બીમાર થઇ તો બીમારીના વખતમાં જેવી રીતે નમાઝ પઢવાની શક્તિ હોય તેની કઝા પઢે. આ વાટ જુવે નહીં કે જ્યારે ઉભા રહેવાની શક્તિ આવશે ત્યારે પઢીશ. અથવા જ્યારે બેસવા લાગીશ અને રોકુ સિજદો કરવાની શક્તિ આવશે ત્યારે પઢીશ. આ સઘળા શયતાની ખિયાલ છે, દીનદારીની વાત આ છે કે તરત પઢે વાર લગાડે નહીં.

૧૫ **મસઅલો**—જો માંદાનું બીછાણું નાપાક છે પણ તેના બદલવામાં તેને ઘણી તકલીફ થશે તો તેના ઉપર નમાઝ પઢવી દુરૂસ્ત છે.

૧૬ **મસઅલો**—હકીમે કોઇના મોતયા કાઢયા અને હિલવા ચીલવાની મનાઈ કરી તો સૂતાં સૂતાં નમાઝ પઢતી રહે.

## સફરમાં નમાઝ પઢવાનું વર્ણન.

૧ મસઅલો—જો કોઇ એક મજલ અથવા બે મજલની સફર કરે તો આ સફરથી શરીઅતનો કોઈ હુકમ બદલાતો નથી, અને શરીઅતના કાયદા પ્રમાણે તેને મોસાફેર કહેતા નથી, તેને સઘળી વાતો જેવી રીતે પોતાને ઘેર કરતી હતી તેમ કરવી જોઇએ. ચાર અત-વાળી નમાઝને ચાર રકઅત પઢે, અ જો પહેર્યાં હોય તો એક રાત દિવસ સહ કરે તે પછી મસહ કરવો દુરૂસ્ત નથી.

૨ મસઅલો—જો કોઈ મજલ ચાલવાનો વીચાર કરીને નીકળે, તે શરીઅતના કાયદાસર મોસાફેર છે. જ્યારે પોતાના શહેરની આબાદીથી બહાર ગઇ તો શરીઅત પ્રમાણે મોસાફેર બની અને જ્યાં સુધી આબાદીની અંદર અંદર ચાલતી રહે ત્યાં સુધી મોસાફેર નથી. અને સ્ટેશન જો આબાદીની અંદર હોય તો આબાદીના કાયદામાં છે અને જો આબાદીની બહાર હોય તો ત્યાં પહોંચીને મુસાફેર થવાની.

૩ મસઅલો—ત્રણ મજલ આ છે કે ઘણું કરીને પધે ચાલનાર ત્યાં ત્રણ દિવસમાં પહોંચ્યા કરે છે. અમારા દેશમાં દરીયા કે પહાડીમાં સફર કરવી પડતી નથી તેનો આશરો ઉડતાળીસ માઇલ ઇંગ્રેજી છે.

૪ મસઅલો—જો કોઇ જગ્યા એટલી દૂર છે કે ઉંટ અને આદમીની ચાલથી તો ત્રણ મજલ છે, પણ ઘોડાગાડીમાં કે બળદની સ્વારીમાં સવાર થવાથી એજ દીવસમાં પહોંચી જશે અથવા આગગાડીમાં બેસવાથી જરાવારમાં પહોંચી જશે તોપણ તે શરીઅત પ્રમાણે મોસાફેર છે.

૫ મસઅલો—જે કોઇ શરીઅત પ્રમાણે મોસાફેર હોય તે જોહર, અસર અને ઇશાની ફરજ નમાઝો બે બે રકઅત પઢે. અને સુંન-તોનો આ હુકમ છે કે જો જલદી હોય તો ફજરની સુંનતો વગર બીજી સુંનતો છોડવી દુરૂસ્ત છે, આ છોડવાથી કશો ગુનોહ નથી. અને જો જલદી નહીં હોય ન પોતાના સાથીઓથી પાછળ પડવાનો ડર હોય તો છોડે નહીં, અને સફરમા સુંનતો પુરેપુરી પઢે એમા કમી નથી.

૬ મસઅલો—ફજર, મગરેબ અને વિત્રની નમાઝમાં કંઈ ઓછું કરવાનું નથી જેમ હંમેશાં પઢતી હતી તેમ પઢે.

૭ મસઅલો—જોહર,અસર અને ઈશાની નમાઝ બે રકઅતથી વધુ પઢે નહીં. પૂરી ચાર રકઅત પઢશેતો જોહરની છ રકઅત પઢનારની માફક ગુનેહગાર થશે.

૮ મસઅલો—જો ભૂલથી ચાર રકઅત પઢી તો બીજી રકઅત ઉપર બેસીને અત્તહી-યાત પઢી છે, ત્યારે તો બે રકઅત ફરજની થઇ ગઈ, અને બે રકઅત નફલ થશે, અને સહોનો સિજદો કરવો પડશે. અને જો બે રકઅત ઉપર બેઠી નથી તો ચાર રકઅત નફલ થશે, ફરજ નમાઝ ફરીથી પઢે.

૯ મસઅલો—જો માર્ગમાં કેથે થોભી તો જો પંદર દિવસથી ઓછા થોભવાની નૈયત છે તો તે બરાબર મોસાફેર રહેશે. ચાર રકઅતવાળી ફરજ નમાઝ બે રકઅત પઢતી રહે, અને જો પંદર દિવસ અથવા એથી વધુ રહેવાની નૈયત કરી છે તો હવે તે મુસાફેર રહી નથી ફરી જો નૈયત બદલી નાંખી અને તે પંદર દીવસથી પહેલાં ચાલવાનો ઇરાદો કર્યો, તોપણ મુસાફેર બનશે નહીં. પૂરેપૂરી નમાઝો પઢે. ફરી જ્યારે અહીંથી ચાલે તો અહીંથી જ્યાં જવું છે તે ત્રણ મજલની જગ્યા હોય તો ફરી મોસાફેર થવાની અને જો એથી ઓછી હોય તો મોસાફેર થઈ નથી.

૧૦ મસઅલો—ત્રણ મજલ જવાનો વિચાર કરી ઘરથી નીકળી પણ ઘરથીજ આ પણ નૈયત કરી કે ફલાણા ગામમાં પંદર દિવસ રહીશ તો મોસાફેર રહી નહીં, સઘળે રસ્તે પૂરી નમાઝો પઢે. ફરી જો તે ગામમાં પહોંચી

પૂરા પંદર દિવસ નહીં રહી તોપણ મોસાફેર બનશે નહીં.

૧૧ **મસઅલો**—ત્રણ મજલ જવાનો વિચાર છે, પણ પહેલી મજલ અથવા બીજી મજલ ઉપર તેણીનું ઘર પડશે તો એ મોસાફેર થતી નથી.

૧૨ **મસઅલો**—ચાર મજલ જવાની નૈયતથી ચાલી પણ આગળી બે મજલો હેજની ગુજરી, તો પણ તે મોસાફેર થઈ નથી, હવે નહાઇ ધોઇને પૂરી ચાર રકઅત પઢે. હા, હેજથી પવિત્ર થયા પછી પણ તે જગ્યા જો ત્રણ મજલની હશે અથવા ચાલતી વખત પવીત્ર હતી પણ માર્ગમાં હેજ આવી ગયું હોય તો તે બેશક મોસાફેર છે, મોસાફેરોની જેમ નમાઝ પઢે.

૧૩ **મસઅલો**—નમાઝ પઢતાં પઢતાં નમાઝમાંજ પંદર દિવસ થોભવાની નૈયત થઇ તો તે મોસાફેર રહી નહીં, આ નમાઝ પણ પૂરી પઢે.

૧૪ **મસઅલો**—બે ચાર દિવસને માટે માર્ગમાં કેથે થોભવું પડ્યું પણ કંઇ એવી વાત આવી પડતી કે જવાનું બનતું નથી, રોજ આ નૈયત થાય છે કે કાલ પરમ જઇશ પણ જવું થતું નથી, એવીજ રીતે પંદર વીસ દિવસ અથવા એક મહિનો કે એથી વધુ રહેવાનું થયું, અને કદી પૂરા પંદર દિવસ રહેવાની નૈયત થઇ નથી તોપણ મોસાફેર રહેશે. ફરી ગમે તેટલા દિવસ એવી રીતે ગુજરે.

૧૫ **મસઅલો**—ત્રણ મજલ જવાનો ઈરાદો કરીને ચાલી ફરી થોડે આઘે જઇને કોઇ કારણથી વિચાર ફેરવ્યો, અને ઘેર પાછી આવી તો જ્યારથી ઘેર પાછી આવવાનો ઇરાદો કર્યો ત્યારથી મોસાફેર રહી નથી.

૧૬ **મસઅલો**—કોઈ પોતાના ધણીની સાથે છે, માર્ગમાં જેટલો તે થોભશે તેટલું એ થોભશે તેના વગર એ વધુ થોભી શકતી નથી, તો એવી હાલતમાં ધણીની નૈયતની ગણત્રી છે. જો ધણીનો વિચાર પંદર દિવસ રહેવાનો હશે તો ધણિયાણી પણ મોસાફેર રહી નથી. ફરી એ રહેવાની નૈયત કરે અથવા નહીં કરે. અને જો ધણીનો વિચાર ઓછું રહેવાનો હોય તો ઓરત પણ મોસાફેર છે.

૧૭ **મસઅલો**—ત્રણ મજલ ચાલીને કેથે પહોંચી તો જો તે એનું ઘર છે, તો મોસાફેર નહીં રહી ચાહે ઓછું રહે અથવા વધારે રહે. અને જો પોતાનું ઘર નથી તો જો પંદર દિવસ રહેવાની નૈયત હશે તો પણ મોસાફેર રહી નથી હવે નમાઝો પૂરી પઢયા કરે. અને જો પોતાનું ઘર નથી તેમ પંદર દિવસ રહેવાની નૈયત પણ કરી નથી તો ત્યાં પહોંચીને પણ મોસાફેરજ રહેશે ચાર રકઅત ફરજની બે રકઅત પઢતી રહે.

૧૮ **મસઅલો**—જો માર્ગમાં પોતાનું ઘર પડયું હોય તેનો પણ આજ હુકમ છે કે જ્યાં સુધી ત્યાં રહે પૂરી નમાઝો પઢે.

૧૯ **મસઅલો**—માર્ગમાં કેટલીક જગ્યા થોભવાનો વિચાર છે, દસ દિવસ અહીં પાંચ દિવસ તહીં બાર દિવસ તહીં પણ પૂરા પંદર દિવસ કેથે થોભવાનો વિચાર નથી તોપણ મોસાફેર રહેશે.

૨૦ **મસઅલો**—કોઇએ પોતાનું શહેર તદન છોડી દીધું અથવા કોઇએ બીજી જગ્યા ઘર બનાવ્યું અને ત્યાં રહેવા લાગી, હવે પહેલા ઘરથી કે પહેલા શહેરથી કંઇ ગરજ રહી નથી તો હવે તે શહેર અને પરદેશ બંને બરાબર છે, તો જો સફર કરતી વેળા માર્ગમાં તે પહેલું શહેર પડશે અને બે ચાર દિવસ ત્યાં રહેવું થશે તો મોસાફેર રહેશે, નમાઝો સફરની તરેહ પઢે.

૨૧ **મસઅલો**—જો કોઇની નમાઝો સફરમાં કઝા થઇ તો ઘેર આવીને પણ જોહર, અસર અને ઇશાની બે બેજ રકઅત કઝા પઢે. અને જો સફરથી પહેલાં જોહરની નમાઝ કઝા થઇ હોય તો સફરની હાલતમાં તેની કઝા ચાર રકઅત પઢે.

૨૨ મસઅલો—વિવાહ પછી જો સ્ત્રી પોતાને સાસરે સ્વતંત્ર રીતે રહેવા લાગે તો તેનું અસલ ઘર સાસરૂં છે. તો જો ત્રણ મજલ ચાલી મહિયેર ગઇ અને પંદર દિવસ રહેવાની નૈયત નહીં કરી છે તો મોસાફેર રહેવાની, સફરના કાયદાથી નમાઝ રોઝો કરે. અને જો સાસરે રહેવાનું હમેશ માટે દિલમાં નક્કી કર્યું નથી તો જે વતન પ્રથમથી અસલી હતું ( પીએર ) તેજ હમણા પણ અસલી રહેશે.

૨૩ મસઅલો—દરયામાં હોડી ચાલે છે અને નમાઝનો વખત થયો તો તેજ ચાલતી હોડીમાં નમાઝ પઢે, જો ઉભી રહીને પઢવામાં માથું ફરે તો બેસીને પઢે.

૨૪ મસઅલો—આગગાડીમાં નમાઝ પઢવાનો એજ કાયદો છે, ચાલતી ગાડીએ નમાઝ પઢવી દુરૂસ્ત છે, અને જો ઉભા રહીને પઢવામાં માથું ફરે અથવા પડી જવાનો ડર છે તો બેસીને પઢે.

૨૫ મસઅલો—નમાઝ પઢતી હતી ને આગગાડી ફરી ગઇ અને કિબલો બીજી તરફ થયો તો નમાઝમાંજ ફરી જાય અને કિબલા તરફ મોં કરે.

૨૬ મસઅલો—જો ત્રણ મજલ જવું હોય તો જ્યાં સુધી પુરૂષોમાંથી કોઇ પોતાનો મહરમ અથવા ધણી સાથે નહીં હોય ત્યાંસુધી સફર કરવી દુરૂસ્ત નથી, વગર મહરમે સફર કરવી મોટો ગુનોહ છે. અને જો એક કે બે મજલ જવું હોય તો પણ વગર મહરમે જવું ઠીક નથી. હદીસમાં એની ઘણી મનાઇ આવી છે.

૨૭ મસઅલો—જે મહરમને અલ્લાહનો અને રસૂલનો ડર નહીં હોય અને શરીઅતના બંધનમાં રહેતો નહીં હોય એવા મહરમની સાથે પણ સફર કરવી દુરૂસ્ત નથી.

૨૮ મસઅલો—ઘોડાગાડી કે બળદગાડીમાં જઇ રહી છે અને નમાઝનો વખત આવ્યો, તો ગાડીથી ઉતરીને કોઇ અલગ જગ્યા ઉપર ઉભી રહીને નમાઝ પઢે. એવીજ રીતે જો ગાડીમાં વોઝુ નહીં કરી શકે તો ઉતરીને કુથે આડમાં બેસી વોઝુ કરે. જો પાસે બુરકો નહીં હોય તો પીછોડીમાં સારી રીતે લપેટાઇને ઉતરે અને નમાઝ પઢે. એવો ભારી પરદો રાખવો કે જેથી નમાઝ કઝા થાય એ હરામ છે. દરેક વાતમાં શરીઅતની વાતને શ્રેષ્ઠ રાખે. પરદાની પણ તેજ હદ રાખે જે શરીઅતે બતાવી છે. શરીઅતની હદથી આગળ વધવું અને ખુદાથી શરમિન્દા થવું મોટી બેવકુફી છે અને નાદાની છે. હા, વગર જરૂરતે પરદામાં કમી કરવું નિર્લાજ અને ગુનોહ છે.

૨૯ મસઅલો—જો એવી બીમાર છે કે બેસીને નમાઝ પઢવી દુરૂસ્ત છે તોપણ ચાલતી બળદગાડી ઉપર નમાઝ પઢવી દુરૂસ્ત નથી, અને જો ગાડી ઉભી છે પણ જુસરી બળદની ગરદન ઉપર રાખેલી છે તો પણ તેના ઉપર નમાઝ પઢવી દુરૂસ્ત નથી. બળદ છોડીને નમાઝ પઢવી જોઇએ. ઘોડાગાડીનો પણ આજ હુકમ છે, જ્યાં સુધી ઘોડાને ખોલીને અલગ નહીં કરાય ત્યાં સુધી તે પર નમાઝ પઢવી દુરૂસ્ત નથી.

૩૦ મસઅલો—જો કોઇને બેસીને નમાઝ પઢવી દુરૂસ્ત છે તો પાલખી અને ડોલીમાં પણ નમાઝ પઢવી દુરૂસ્ત છે. પણ પાલખી જ્યારે કહારોના ખાધા ઉપર હોય ત્યારે પઢવી દુરૂસ્ત નથી ભાંય ઉપર મુકાવી ફરી પઢે.

૩૧ મસઅલો—જો ઉંટ ઉપરથી કે ગાડી ઉપરથી ઉતરવામાં જાન માલનો ડર હોય તો વગર ઉતરે પણ નમાઝ દુરૂસ્ત છે.

## ઘરમાં મોત થવાનું વર્ણન.

૧ મસઅલો—જ્યારે આદમી મરવા લાગે તો તેને ચીત સુવાડો અને તેના પગ કિબલા તરફ કરો. અને માથું ઉંચું કરો કે જેથી મોં કિબલા તરફ થાય અને તેની પાસે બેસીને જોર જોરથી કલેમો પઢો, જેથી તમને પઢતા સાંભળીને પોતે પણ કલેમો પઢવા લાગે.

પણ તેને કલેમો પઢવાનો હુકમ કરો નહીં. કારણકે તે વખત ઘણો મુશ્કેલ છે કોણ જાણે તેના મોંથી શું નીકળે.

૨ **મસઅલો**—જ્યારે તે એકવાર કલેમો પઢે તો છાના રહો, આવી મહેનત નહીં કરો કે કલેમો ચાલુજ રહે અને પઢતાં પઢતાં દમ નીકળે. કારણ કે મતલબ તો માત્ર આટલીજ હતી કે સર્વથી છેલ્લું વાકય જે તેના મોંથી નીકળે એ કલેમો હોવો જોઇએ. આ જરૂરત નથી કે દમ નીકળવા સુધી કલેમો બરાબર જારી રહે. હા, જો કલેમો પઢયા પછી ફરી કોઈ દુન્યાની વાતચીત કરે તો ફરી કલેમો પઢવા લાગો. જ્યારે તે પઢી લીએ કે તમો ફરી છાના રહો.

૩ **મસઅલો**—જ્યારે શ્વાસ ઉઠે અને જલદી જલદી દમ ચાલવા લાગે અને ટાંગો ઢીલી પડે ઉભી થઇ શકે નહીં અને નાક વાકું થાય અને લમણાં ( કાનપટી ) બેસી જાય તો સમજો કે એનું મોત આવ્યું તે વેળા કલેમો જોર જોરથી શરૂ કરે.

૪ **મસઅલો**—સુરા યાસીન પઢવાથી મોતની સખતીમાં કમી થાય છે. તેને શિરાણે અથવા બીજે કેમે તેને પાસે બેસીને પઢો અથવા કોઇ પાસ પઢાવો.

૫ **મસઅલો**—તે વખત કોઇ એવી વાત કરો નહીં કે તેનું દિલ દુન્યાની તરફ ઝુકે. કારણકે આ વખત દુન્યાથી જુદાઇનો અને અલ્લાહ તઆલાની દરગાહમાં હાજરીનો છે. એવું કામ કરો અને એવી વાતો કરો કે દુન્યાથી દિલ ફરી અલ્લાહ તઆલા તરફ વળે, મુરદાની ખેરખ્વાહી એમાંજ છે. એવા વખતમાં બાળ બચ્ચાંને સામે લાવવાં અથવા બીજા કોઇને જેથી તેને ઘણી મહોબ્બત છે તેને પાસે લાવવું અને એવી વાતો કરવી કે તેનું દિલ તેની તરફ લાગે અને તેની મોહબ્બત તેના દિલમાં સમાઇ જાય આ ઘણી બુરી વાત છે. દુન્યાની મોહબ્બત લઇને ગઈ તો નઉઝોબિલ્લાહ ખરાબ મોતે મરી.

૬ **મસઅલો**—મરતી વેળા જો તેના મોંથી ખુદા નહીં કરે કુફરની કોઇ વાત નીકળી તો તેનો ખિયાલ કરો નહીં, અને તેની ચર્ચા પણ કરો નહીં. એટલુંજ નહીં પણ એમ સમજો કે મોતની સખતીથી અકલ ઠેકાણે રહી નહી જેથી એવું થયું છે. અને અકલ જતી રહેવાની વખતે જે કંઈ થાય તે સર્વ માફ છે. અને અલ્લાહ તઆલાથી તેની બખશીશની દોઆ કરતી રહે.

૭ **મસઅલો**—જ્યારે મરી જાય તો સઘળા અંગો (અવયવ) સીધા કરવા અને એક કપડાથી તેનું મોં એવી રીતે બાંધે કે કપડું હડપચી (થુડી) ને નીચેથી કાઢીને તેના બન્ને છેડા માથા ઉપર લઈ જાઓ, અને ગાંઠ વાળો કે જેથી મોં ખુલી જાય નહીં, અને આંખો બંધ કરો, અને પગના બન્ને અંગુઠા મેળવીને બાંધો કે જેથી ટાંગો ફેલાયે નહીં. ફરી એક પીછોડી ઓઢાવો અને નહડાવવામાં તથા કફન આપવામાં બને ત્યાંસુધી જલદી કરો.

૮ **મસઅલો**—મોં વગેરે બંધ કરતી વેળા આ દોઆ પઢો. **બિસ્મિલ્લાહે વ અલા મિલ્લતે રસુલિલ્લાહે.**

૯ **મસઅલો**—મર્યા પછી તેની પાસે લોબાન વગેરે કંઇ ખુશબો સળગાવે. અને હેજવાળી, નિફાસવાળી, અને જેને નાહવાની જરૂરત હોય તે તેની પાસે રહે નહી.

૧૦ **મસઅલો**—મરી ગયા પછી જ્યાં સુધી તેને ગુસલ નહીં આપે ત્યાં સુધી તેની પાસે બેસીને કુરઆન મજીદ પઢવું દુરૂસ્ત નથી.

## નહવડાવવાનું વર્ણન.

૧ **મસઅલો**—જ્યારે ગોર કફનનો સઘળો સામાન થઇ જાય અને નહવડાવવા ચાહો તો પ્રથમ કોઈ તખતો અથવા મોટા તખતાને લોબાન અથવા અગરબતી વગેરે ખુશબોદાર પદાર્થની સુગંધી ધુપ આપો. ત્રણ વાર પાંચ વાર કે સાતવાર ચારે બાજુ ધુપ આપ્યા પછી મુરદાને તે ઉપર સુવડાવો. અને કપડાં ઉતારો અને કોઇ કપડુ દુંટીથી તે ઘુંટણ સુધી નાખો કે આટલું બદન ઢંકાયલું રહે.

૨ મસઅલો—જો નહવડાવવાની કોઇ જગ્યા અલાહદી હોય કે પાણી કેથે જુદુ વહી જાય તો ઠીક છે, નહીં તો તખતાને નીચે ખાડો ખોદાવો કે સઘળું પાણી તેમાં ભેગું થાય જો ખાડો નહીં ખોદાવો અને પાણી સઘળા ઘરમાં ફેલાયું તોપણ કાંઇ ગુનોહ નથી. માત્ર આજ ગરજ છે કે આવવા જવામાં કોઇને તકલીફ થાય નહીં અને કોઇ પણ ફસલી પડે નહીં.

૩ મસઅલો—નહવડાવવાનો તરીકો આ છે કે પ્રથમ મુરદાને ઇસ્તિનજો કરાવે, પણ તેની જાંગ તથા ઇસ્તિનજાની જગાને પોતાનો હાથ લગાડો નહીં અને તે ઉપર નજર પણ કરો નહીં. એટલુંજ નહીં પણ પોતાના હાથમાં કાંઇ કપડું લપેટો અને જે કપડું દુંટીથી ઘુંટણ સુધી પડેલું છે તેની અંદર અંદર ધોવાડો, ફરી તેને વોજુ કરાવો. પણ પહોંચા સુધી હાથ ધોવાડો નહીં, કોગળો કરાવો નહીં નાકમાં પાણી નાંખો નહીં પણ પ્રથમ મોં ધોવડાવો, ફરી કોણી સુધી હાથ ફરી માથાનો મસોહ, ફરી બંને પગ અને જો ત્રણ વાર રૂ ભીંજવીને દાંતો અને અવાળા ઉપર ફેરવવામાં આવે અને નાક ના બંને નસકોરામાં ફેરવવામાં આવે તોપણ જાયજ છે. અને જો મુરદું નાહવાની હાલતમાં અથવા હેજ કે નિફાસમાં મરે તો એવી રીતે મોં અને નાકમાં પાણી પહોંચાડવું અગત્યનું છે. અને નાક મોં અને કાનામાં રૂ નાખો કે વોજુ કરાવતા અને નહવડાવતાં પાણી જઇ શકે નહીં. જ્યારે વોજુ કરાવી રહો તો માથાને ગુલેખેરૂથી અથવા સાફ થાય તેવી બીજી કોઈ વસ્તુથી જેમકે ચણાના આટાથી કે ખોળથી મસળીને ધુએ અને સાફ કરે. ફરી મુરદાને ડાબી કરવટે સુવડાવો ને બોરડીનાં પાતરાં નાંખીને જોશ કરેલું પાણી સેહલું ગરમ રહે તેથી ત્રણવાર માથાથી પગ સુધી નાખે, તે એટલે સુધી કે ડાબી કરવટ પાણી પહોંચે ફરી જમણી કરવટે સુવડાવે અને તેવીજ રીતે માથાથી પગ સુધી ત્રણ વાર એટલું પાણી રેડે કે જમણી કરવટ સુધી પહોંચી જાય. એ પછી મુરદાને પોતાના બદનનો ટેકો આપી જરા બેસડાવે અને તેના પેટને ધીમે ધીમે ચોળે ને દબાવે, જો પાખાનું કંઇ નીકળે તો તેને લુછીને ધોઇ નાખે. એ નીકળવાથી વોજુ તથા ગુસલમાં કશી હરકત નથી, હવે ફરી દોરવો નહીં. એ પછી ફરી તેને ડાબી કરવટ ઉપર સુવડાવે ને કાપુર નાંખેલું પાણી માથાથી પગ સુધી ત્રણ વાર નાખે ફરી સઘળું બદન કોઇ કપડાથી લુછી કફન પહેરાવો.

૪ મસઅલો—જો બોરડીના પાંદડાં નાંખી જોશ કરેલું પાણી તથા કાફુર નાખેલું પાણી નહીં મળે તો સાદુ હુંફાળું ( સેહલું ) પાણી બસ છે. એનાથીજ એવી રીતે ત્રણવાર નહવડાવે. અને ઘણા ગરમ પાણીથી મુરદાને નહવડાવે નહીં અને નહવડાવવાનો જે તરીકો બયાન થયો તે સુંનત છે. જો કોઇ એવી રીતે ત્રણ વાર નહીં નહવડાવે પણ એકજવાર સઘળું બદન ધોઇ નાખે તોપણ ફરજ અદા થઈ ગયું.

૫ મસઅલો—જ્યારે મુરદાને કફન ઉપર મૂકે તો માથાપર અત્તર લગાડો. અને જો મુરદુ પુરૂષ હોય તો ડાઢી ઉપર પણ અતર લગાડો, ફરી કપાળ, નાક, બંને હાથ, બંને ઘુંટણ ને બંને પગ ઉપર કાપુર લગાડો. કેટલાકો કફનમાં અતર લગાડે છે અને અતરનું પુમડું કાનમાં મૂકે છે આ સઘળી જહાલત છે. જેટલું શરીઅતમાં આવ્યું તેથી વધારે નહીં કરો.

૬ મસઅલો—વાળમાં કાંસકી ફેરવો નહીં, નખ કાપો નહીં, કેથેના વાળ કાપો નહિ સર્વ તેવીજ રીતે રહેવા દો.

૭ મસઅલો—જો કોઇ પુરૂષ મરી ગયો અને પુરૂષોમાંથી કોઇ નહવડાવનારૂં નહીં મળે તો જે સ્ત્રી તેની મહરમ હોય તે નહવડાવે. મહરમ વગર બીજાને હાથ લગાડવો દુરૂસ્ત નથી. અને જો મહરમ સ્ત્રી નહીં હોય તો તેને તયમ્મામ કરાવો પણ તેના બદનને હાથ લગાડો નહીં, પ્રથમ પોતાના હાથમાં મોજાં પહેરો ત્યારે તયમ્મોમ કરાવો-

૮ મસઅલો—જો કોઇ ધણી મર્યો તો તેની ધણીયાણીનું તેને નહવડાવવું અને કફન પેહેરાવવું દુરૂસ્ત છે. અને જો ધણિયાણી મરી જાય તો ધણીને બદનને હાથ લગાડવું પકડવું દુરૂસ્ત નથી. હા, તેને જોવું દુરૂસ્ત છે અને કપડાના ઉપરથી હાથ લગાડવું પણ દુરૂસ્ત છે.

૯ મસઅલો—જે સ્ત્રી હેજ કે નેફાસથી હોય તે મુરદાને નહવડાવે નહીં. આ મકરૂહ તથા મના છે.

૧૦ મસઅલો—બેહતર આ છે કે જે સગાઇમાં ધણી પાસેની હોય તે નહડાવે જો તે નહવડાવી નહીં શકે તો કોઇ દીનદાર સ્ત્રી નહવડાવે.

૧૧ મસઅલો—જો નહવડાવતાં કંઇ એબ જુવે તો કોઇને કહે નહીં. જો ખુદા ન ખાસ્તહ મરવાથી તેનો ચેહરો બગડયો હોય તથા તદન કાળો પડયો હોય તો એ પણ કહે નહીં. અને એની ચર્ચા કરે નહીં. કારણ કે એ દુરૂસ્ત નથી. હા, જો ખુલ્લી રીતે કોઇ ગુનોહ કરતી હોય જેમકે નાચતી હતી અથવા ગાવા વગાડવાનો ધંધો કરતી હતી અથવા વેસ્યા હતી તો એવી વાતો કહેવી દુરૂસ્ત છે, કે બીજા લોકો એવી વાતોથી બચે તથા તોબહ કરે.

## કફનનું વર્ણન.

૧ મસઅલો—સ્ત્રીને પાંચ કપડાંનું કફન આપવું સુંનત છે. એક કુરતો બીજું ઈઝાર, ત્રીજું માથા બાંધણું ચોથું ચાદર (પીછોડી,) પાંચમું સીનાબંધ. ઇઝાર માથાથી તે પગ સુધીની હોવી જોઇએ, અને ચાદર એથી હાથ લાંબી હોય અને કુરતો ગળાથી લઇને તે પગ સુધી હાય, એમાં કલી કે બાંઇ હોતી નથી. અને માંથા બાંધણું ત્રણ હાથ લાંબુ, અને સીનાબંધ છાતીથી તે ઘુંટણ સુધી ચોડું અને જેટલામાં બાંધી શકે એટલું ચોડું.

૨ મસઅલો—જો કોઈ પાંચ કપડાંનું કફન નહીં આપે પણ માત્ર ત્રણ કપડાંમાં કફન આપે તો એક ઈઝાર બીજું ચાદર ત્રીજું માથાબાંધણું, તો એ પણ દુરૂસ્ત છે, અને એટલું કફન પણ બસ છે. અને ત્રણ કપડાંથી ઓછું આપવું મકરૂહ તથા બુરૂં છે. હા, જો કોઇ લાચારી આવી પડે તો ના છુટકે ઓછું આપવું પણ દુરૂસ્ત છે.

૩ મસઅલો—સીનાબંધ જો છાતીથી તે દુંટી સુધી હોય તોપણ દુરૂસ્ત છે પણ ઘુંટણ સુધી હોય તો ઘણું સારૂં છે.

૪ મસઅલો—કફનને પ્રથમ ત્રણ વાર કે પાંચવાર કે સાતવાર લોબાન વગેરેની ધુપ આપો ફરી તેમાં મુરદાને કફન આવો.

૫ મસઅલો—કફન પેહેરાવવાની રીત આ છે કે પ્રથમ ચાદર બીછાવો. ફરી ઇજાર તેના ઉપર કુરતો, ફરી મુરદાને તેના ઉપર લઈ જઇ પ્રથમ કુરતો પેહેરાવો અને માથાના વાળના બે ભાગ કરીને કુરતાના ઉપર છાતી ઉપર નાખો. એક હિસ્સો જમણી તરફ અને એક હિસ્સો ડાબી તરફ. તે પછી માથાબાંધણું માથા ઉપર તથા વાળો ઊપર રાખો, એને બાંધો નહીં કે લપેટો નહીં. ફરી ઇજાર લપેટો. પ્રથમ ડાબી તરફથી લપેટો ફરી જમણી તરફથી તે પછી સીનાબંધ બાંધો. ફરી ચાદર લપેટો પ્રથમ ડાબી બાજુથી ફરી જમણી બાજુથી ફરી કોઈ ચિંધડડીથી પગ તથા માથાની તરફ કફનને બાંધો અને એક ચિંધડડીથી કમરની પાસે પણ બાંધો કે માર્ગમાં કેથે ખુલી જાય નહીં.

૬ મસઅલો—સીનાબંધને જો માથા બાંધણા પછી અને ઇજાર લપેટવા પહેલાં બાંધ્યું તો એપણ જાએજ છે, જો સઘળા કફનની ઉપર બાંધે તો પણ દુરૂસ્ત છે.

૭ મસઅલો—જ્યારે કફન પેહેરાવો તો ફરી વિદાય કરો. પુરૂષો નમાઝ પઢીને દફનાવે.

૮ મસઅલો—જો સ્ત્રીઓ જનાઝાની નમાઝ પડે તો એ પણ દુરૂસ્ત છે, પણ એવો બનાવ કદી બનતો નથી. માટે અમો નમાઝના તથા દફનાવવાના મસઅલા બયાન કરતા નથી

૯ મસઅલો—કફનમાં અથવા કબરની અંદર અહદનામું અથવા પોતાના પીરનો શજરો અથવા બીજી કોઈ દોઆ રાખવી દુરૂસ્ત નથી. એવીજ રીતે કફન ઉપર અથવા સીના ઉપર કાફુરથી કે શાહીથી કલેમો વગેરે કોઇ દોઆ લખવી પણ દુરૂસ્ત નથી. હા કાબા શરીફનો ગેલાફ અથવા પોતાના પીરનો રૂમાલ વગેરે કોઈ કપડું તબરરૂકની રૂએ રાખવું દુરૂસ્ત છે.

૧૦. મસઅલો—જે છોકરૂં જીવતું જન્મ્યું હોય ફરી થોડી વાર પછી મરી ગયું હોય અથવા તરત પેદા થતાંજ મર્યું હોય તો તે પણ આજ કાયદાથી નહવડાવવામાં આવે અને કફન પેહેરાવી નમાઝ પઢવામાં આવે. ફરી દફન કરવામાં આવે, અને તેનું નામ પણ કંઈ રાખવામાં આવે.

૧૧ મસઅલો—જે છોકરૂં માના પેટથી મરેલુંજ જનમે અને જનમતી વેળા જીંદગીની કોઇ નિશાની જણાઈ નહીં તેને પણ એવીજ રીતે નહવડાવો, પણ કાયદા માફક કફન આપો નહીં, પણ કોઇ એક કપડામાં લપેટીને દફન કરો અને તેનું પણ કંઈ ન કંઈ નામ રાખવું જોઇએ.

૧૨ મસઅલો—જો હમેલ પડી જાય તો જો બચ્ચાના હાથ, પગ મોં, નાક વગેરે કંઇ અવયવ બન્યાં હોય નહીં તો નહવડાવે નહીં, કફન પહેરાવે નહીં, કંઇપણ કરે નહીં, પણ કોઇ કપડામાં લપેટીને એક ખાડો ખોદીને ગાડો. અને જો તે બચ્ચાને કંઇ અવયવ બન્યા છે તો મરેલાં બચ્ચાનો હુકમ તેજ તેનો હુકમ છે. એટલે નામ રાખવામાં આવે, નહવડાવાય પણ કાયદાને માફક કફન અપાય નહીં, નમાઝ પઢાય નહીં પણ કપડામાં દફન કરવામાં આવે.

૧૩ મસઅલો—બાળકનું માત્ર માથું નીકળ્યું ત્યારે તે જીવતું હતું ફરી મરી ગયું તો મરેલું જનમે તેના કાયદામાં એ પણ છે. હા, જો વધુ ભાગ નીકળ્યો તે પછી મર્યું તો એમ સમજીશું કે જીવતું જન્મ્યું. જો માથા તરફથી પેદા થયું તો સીના સુધી નીકળવાથી સમજીશું કે વધુ ભાગ નીકળ્યો છે. અને જો ઊલટું પેદા થયું તો ડુંટી સુધી નીકળવું જોઇએ

૧૪ મસઅલો—જો નાની છોકરી મરી જાય જે હજુ જુવાન થઇ નથી પણ જુવાનીને લગભગ પહોંચી છે, તો તેણીના કફનના પણ તેજ પાંચ કપડાં સુંનત છે જે જુવાન સ્ત્રીને માટે છે. જો પાંચ કપડાં નહીં આપો અને ત્રણજ કપડાં આપો, તોપણ બસ છે. મતલબ કે જે કાયદો મોટી સ્ત્રીનો છે તેજ કુંવારી અને નાની છોકરીનો છે. પણ આટલું કે, મોટી માટે તે હુકમ ઘણી તાકીદનો છે અને નાની ઉમરવાળી માટે તાકીદનો નથી પણ બેહતર છે.

૧૫ મસઅલો—જે છોકરી ઘણી નાની છે જુવાનીને લગભગ થઈ નથી તેને માટે પણ બેહતર આજ છે કે પાંચ કપડાં આપવામાં આવે અને બે કપડાં આપવાં પણ દુરૂસ્ત છે એક ઇજાર અને એક ચાદર.

૧૬ મસઅલો—જો કોઈ છોકરો મરે અને તેને નહવડાવવાની કફન પહેરાવવાની જરૂરત પડે તો ઉપર બયાન થયું તે પ્રમાણે નહવડાવે અને ઉપર જણાવેલા તરીકાથી કફન પેહેરાવે. માત્ર ફેર આટલો છે કે સ્ત્રીના કફનમાં પાંચ કપડાં છે અને મરદના કફનના ત્રણ કપડાં છે. એક ચાદર એક ઇજાર, એક કુરતો.

૧૭ મસઅલો—પુરૂષના કફનમાં જો બેજ કપડાં હોય એટલે ચાદર અને ઇઝાર હોય અને કુરતો નહીં હોય તોએ કંઈ નુકસાન નથી, બે કપડાં પણ બસ છે. પણ બે કપડાંથી ઓછાં આપવા મકરૂહ છે. અને જો કોઇ લાચારી હોય તો નાછુટકે મકરૂહ પણ નથી.

૧૮ મસઅલો—જે ચાદર જનાઝા પર એટલે ડોલી ઉપર નાખવામાં આવે છે તે કફનની ગણત્રીમાં નથી. જે અમે બયાન કર્યું છે તેજ માત્ર કફન છે.

૧૯ મસઅલો—જે શેહેરમાં કોઇ મરે ત્યાંજ તેનાં ગોર કફન કરવાં જોઇએ, બીજી જગ્યા લઇ જવું ઠીક નથી. હા જો કોઇ જગા ગાવ અડધો ગાવ દૂર હોય તો ત્યાં લઇ જવામાં કશો બાધ નથી.



## હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી સાહેબ (રહેમહુ)ની રચેલી ઉર્દુ કિતાબો.

**બેહેસ્તી ઝેવર ઉર્દુ**—છોકરીઓ તથા ઓરતો માટે ખાસ આ કિતાબ લખાઇ છે. એમાં અકીદા, નમાઝ, રોઝા, ઝકાત, નિકાહ, તલાક, ઇદ્દત, સોગન્દ મસલા તથા કેટલાક વ્યવહારના તથા અખલાકના મસલાઓ સારી રીતે વર્ણન થયા છે. એની સાથે ઘર કેમ ચલાવવું, ધણી તથા સાસુ સસરા સાથે કેમ રહેવું તથા બચ્ચાઓની કેવી પરવરીશ કરવી તે પણ બયાન થયા છે. તથા એ નેક બીબીઓની હાલત તેમની પરહેજગારી વગેરે પણ બયાન થઇ છે. અને ઘર ધંધાનાં હુનરો, જરૂરી દવા પણ સારી રીતે લખવામાં આવી છે. જો કે આ પુસ્તક ખાસ ઓરતો માટે લખાયું છે છતાં મરદોને પણ ઓછું લાભકારક નથી એ કિતાબના ૧૦ ભાગ છે સારા કાગળ દરેક ભાગની કીમત ૫॥ આના ૧૦ ભાગ સાથે લેનાર પાસેથી રૂ. ૩। લેવામાં આવશે.

**બહેસ્તી ગોહર ઉર્દુ**—આ બહેસ્તી ઝેવરનો અગીઆરમો ભાગ છે. એમાં ખાસ મરદોને લગતા મસલા અને મરદોને થતી બીમારીઓના સારા સારા નુસખા છે. કી. આના૧૦.

**મોનાજાતે મકબુલ**—આ ઘણી પ્રખ્યાત કિતાબ છે એમાં મૌલાનાએ કુરઆન મજીદ અને હદીસોથી દુઆઓ ચુંટી એક જગ્યા એકઠી કરી છે. અને અઠવાડીઆમાં દરરોજ પઢવા માટે સાત મંઝીલો જુદીજુદી લખી છે. સારા કાગળ કીમત આના ૧૨.

**નશરૂત્તીબ ફી ઝિકરીલ હબીબ ઉર્દુ**—આ કિતાબ રસુલુલ્લાહ (સલ)ની હાલતમાં સહી રિવાયતોથી ઘણીજ સારી લખી છે કીમત માત્ર રૂ. ૧॥

**તાલીમુદ્દીન ઉર્દુ**—આ કિતાબ ઘણી પ્રખ્યાત છે. એમાં ઇબાદત, અકાએદ, અખલાક, મોઆમલાત વગેરેનું કુરઆન મજીદ અને હદીસથી બયાન થયું છે. કી. આના ૯.

**હોકુકુલ ઇસ્લામ ઉર્દુ**—એમાં ઉસ્તાદ, પીર, મા, બાપ, ઓરત, પાડોશી, મહેમાન, હેવાન વગેરેના હકો બયાન કર્યા છે. કીમત આના ૧॥.

**હોકુકુલ ઇલ્મ ઉર્દુ**—એમાં આલેમોના આમ મુસલમાનોપર અને આમ મુસલમાનોના આલેમોપર શું હક છે, અને તેમાં કેટલી બેપરવાઇ છે તેનું વર્ણન કી. આના ૫.

**ઇસ્લાહુર રોસુમ ઉર્દુ**—એમાં જન્મે ત્યારથી લઇ મરણ પામે ત્યાં સુધીના જેટલી રસ્મો લોકોમાં થાય છે તે સર્વેનો રદ હદીસો સાથે બયાન કર્યો છે. કીમત આના ૬.

**ફેરૂઉલ ઇમાન ઉર્દુ**—આ કિતાબ ઇમાન કામેલની કસોટી છે જેથી દરેક માણસ પોતાને જાણી શકે છે કે હું કેટલા દરજ્જાનો મોમીન છું. કીમત આના ૪.

**અલકવલુલ બદીઅ ઉર્દુ**—એમાં એ બયાન છે કે જુમ્આની તથા ઇદની નમાઝ કઇ જગ્યા પઢવી જાએઝ અને કઇ જગ્યા પઢવી ના જાએઝ છે. કીમત આના ૨॥.

**અગલાતુલ અવામ ઉર્દુ**—લોકોમાં જે મસલા ખોટાખોટા પ્રખ્યાત છે તેની મૌલાના સાહેબે ઇસ્લાહ કીધી છે. કીમત આનો ૧॥.

**જઝાઉલ આમાલ ઉર્દુ**—એમાં ગુનાહોથી દુન્યામાં ઘણી જાતના નુકસાન અને તાબેદારીથી દુન્યામાં ઘણા ફાયદા થાય છે તેનું વર્ણન કીમત આના ૩.

**અબ્દુર રહીમ મેનેજર કુતુબખાના રહીમીયહ**

**રાંદેર ઠે. સુરત.**